૨૦૯૯

શેઠ સોરાબજી જ. જી. ના ઈનામનો નિબંધ.

# ખેડુત, કારીગરો, તથા મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગ બેંકની અગત્ય વિષે નિબંધ.


રચનાર.

રા. સા. મયારામ શંભુનાથ.



પ્રગટ કરનાર

ગૂજરાત વર્નાકયુલર સોસાઈટી.

अमदावाद

આર્યોદય પ્રેસમાં છાપ્યો.

ચૈત્ર, સંવત્ ૧૯૪૦—એપ્રિલ, સન ૧૮૮૪.

કીમત ૬ આના.

૨૦૯૯

# પ્રસ્તાવના.

શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઈ પ્રાઈઝફંડના સને ૧૮૭૯ ના વર્ષના વ્યાજના રૂ૧૦૦) નું ઈનામ આપી "ખેડુત, કારીગરો અને મજુરો વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, તેને માટે સેવિગ બેંકની અગત્ય, અને હાલની સેવિંગ બેંકનો લાભ લેવામાં તેમને શાશી અડચણો છે." એ વિષનો નિબંધ લખાવવાનો ઠરાવ ગૂ૦ વ૦ સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીએ કરેલો. તે ઉપરથી એ વર્ષના બુદ્ધિપ્રકાશમાં જાહેર ખબર પ્રગટ કરી નિબંધો મંગાવેલા, તે વખતે ફકત એકજ નિબંધ લખાઈ આવ્યો. એ નિબંધ તપાસવાને નીમેલી કમિટીએ તેને નાપસંદ કરી પોતાના અભિપ્રાયમાં જણાવ્યું કે કેટલીક મુદ્દાની બાબતો નિબંધમાં જોઇએ તેવી લખાઈ નથી. આથી એ કમિટીની સૂચનાઓ બુદ્ધિપ્રકાશમાં પ્રગટ કરી ફરીને એજ વિષયનો નિબંધ લખવાની જાહેર ખબર આપી, અને ઈનામની રકમમાં રૂ૫૦) નો વધારો કરી રૂ૧૫૦) કર્યા. આ વખતે પણ એકજ નિબંધ લખાઈ આવ્યો. તે તપાસાવતાં એમ ઠર્યું કે એમાં કેટલીક ખામીઓ છે તે સુધરાવી ઇનામ આપવું. તેમની સૂચના પ્રમાણે નિબંધકર્ત્તા પાસે સુધારો કરાવી તેને ઈનામના રૂ૧૫૦) આપી, હાલ તે છપાવી પ્રસિદ્ધ કર્યો છે.

ગયા વરસથી પોસ્ટ ઑફિસોમાં સેવિંગ બેંકો સરકારે ઉઘાડેલી છે, તેવી બેંકો આ નિબંધ લખાવવાનો ઠરાવ કરતી વખતે નહોતી. પોસ્ટ ઑફિસની સેવિગ બેંકમાં જીલ્લાની ત્રિજોરીની સેવિંગ બેંક કરતાં સુગમતા કરેલી છે. જીલ્લા ત્રિજોરીની સેવિંગ બેંકનો લાભ ગામોના થોડાજ લોક લેઇ શકતા, એટલુંજ નહિ, પણ શહેરના રહેવાશીઓ પણ એમાં નાણાં મૂકવા

તથા ઉપાડવામાં પડતી અથડામણુ વગેરેથી કંટાળતા. પોસ્ટ-ઓફિસની સેવિંગ બેંકમાં એ અડચણો નથી. માટે પોતાની પાસે બચતાં નાણાં પોસ્ટઓફિસની સેવિંગ બેંકમાં વ્યાજે મૂકવાની ભલામણની જોડે એટલું વધારે કહેવું જોઈએ કે પ્રત્યેક માણસે પોતાની પેદાશમાંથી થોડું કે વધારે બચાવી તેનો સંગ્રહ કરવો જોઈએ. સંગ્રહની કેટલી જરૂરછે, અને તેથી હરકોઈ માણસને કેટલા લાભ થાયછે તે આ નિબંધ લક્ષપૂર્વક વાંચેથી જણાશે.

ગૂ. વ સોસાઇટીની ઓફિસ.

અમદાવાદ, તા૦ ૨૦ મી એપ્રિલ સને ૧૮૮૪.



# अनुक्रमणिका.

## વિભાગ ૧ લો.

### द्रव्य संग्रह करवानी जरूर.



## વિભાગ ૨ જો.

### खेडुतोने नाणां संग्रह करवानी जरुर तथा ते करवाना उपाय.

## વિભાગ ૩ જો.

### कारीगरोने अने मजुरोने पैसा संग्रह करवानी जरुर.



## વિભાગ ૪ થો.

### संग्रह थयेलां नाणां राखवानी सेविंग बेंक.





# ગૂ. વ. સોસાઇટીનાં વેચવાનાં પુસ્તકોની યાદી.

(એ સઘળાં પુસ્તકોના ગ્રંથસ્વામીત્વનો હક ગૂ. વ. સોસાઈટીનો છે.)

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચીશ રૂપિઆનાં અથવા તેથી વધારે કીમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સેંકડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોસ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. અને ઓછામાં ઓછાં દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોસ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલ્લે પડે અથવા કંઈ જોખમ થાય તે મગાવનારને શીર છે. દરેક પાકીટ પોસ્ટઓફિસમાં પહોંચાડયાની પહોંચ દાખલ અરધાઆનાની ટીકીટ ઉપર પોસ્ટઓફિસની છાપ લેવામાં આવેછે. માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પૂરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોસ્ટની ટીકીટો વગેરે અવેજ મોકલનારે અમને પહોંચતા સૂધી પોતાને જોખમે મોકલવો. પોસ્ટની ટીકીટોમાંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

મનીઆરડરો, પોસ્ટલ નોટો, અને સઘળા કાગળ પત્રો ગૂ. વ. સોસાઇટીના આસિ. સેક્રેટરીના નામથી મોકલવા.

| | કીમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| ૧. ઉત્સર્ગમાળા. (ગૂજરાતી ભાષાના શબ્દો કેવી રીતે થયા)... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૨. અંગ ઉધારનો ઝઘડો. (કવિતા) ... | ૦–૦–૪ | ૦–૦–૬ |
| ૩. કથનાવળી એટલે કહેવતો. (૧૮૦૦ કે.) | ૦–૪–૦ | ૦–૧–૦ |

| | | |
|---|---|---|
| ૪. કવિતાવિલાસ અથવા ફારબસ વિલાસ | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૫. કીમિયાગર ચરિત્ર... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૬. કેફી વસ્તુનું વર્ણન. ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૭. ગરબાવળી. ... ...... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૮. ગૂજરાતી ભાષાનો ઇતિહાસ. ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૯. ગૂજરાતના ભીખારીઓવિષે નિબંધ. | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૦. ગૂજરાતનો ઉત્કર્ષથવાનાં સાધન. | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૧. જમણવાર વિષે નિબંધ ...... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨. જાદવાસ્થળી. (કવિતા) ...... | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૧૩. તાર્કીકબોધ. ... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૪. દૈવજ્ઞદર્પણ, એટલે જોષીઓનું સાચજૂઠ દેખાડી આપનારી આરશી. ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૫. પુનર્વિવાહ પ્રબંધ. ... ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૬. ફારબસ વિરહ. (કવિતા) ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૭. બાળવિવાહ નિબંધ. ... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૮. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨ જું, ૩ જું, ૪ થું. દરેક પુસ્તકનો.... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૯. " " ૧૧ મું. અને ૧૨ મું, દરેકના | ૧-૨-૦ | ૦-૨-૦ |
| ૨૦. ભિક્ષુક વિષે નિબંધ. ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૨૧. ભૂત નિબંધ. ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૨૨. માતપિતાની સ્તુતિ. ... | ૦-૦-૪ | ૦-૦-૬ |
| ૨૩. મિથ્યાભિમાન નાટક... ... | ૦-૭-૦ | ૦-૧-૬ |
| ૨૪. રાજ્યવિદ્યાભ્યાસ. ... .... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૨૫. રાણીજીના છંદ (કવિતા) ... ... | ૦-૦-૩ | ૦-૦-૬ |
| ૨૬. લક્ષ્મીનાટક. ... ... ... ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૨૭. વચન વિવેક બાવની (કવીતા)... | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૨૮. વિદ્યાબોધ. ... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૯. | સામળ સતશાહી (કવિતાસામળભટની | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૩૦. | સંપલક્ષ્મી સંવાદ. ... ... | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૩૧. | સ્ત્રી સંભાષણ એટલે ગૂજરાતી બાઇડીઓની વાતચીતનું વર્ણન.... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૩૨. | સ્ત્રીનીતિધર્મ. ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૩૩. | હુન્નરખાનની ચઢાઇ (કવિતા) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૩૪. | જ્ઞાતિ નિબંધ. ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૩૫. | કચ્છ ગરબાવળી. કવિદલપતરામકૃત | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૩૬. | ફ્રાન્સદેશ માંહેલી રાજ્યની ઉથલ પાથલનો ઇતિહાસ... ... ... | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૩૭. | ખેતીવાડીના સુધારા વિષે નિબંધ. | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૩૮. | દુકાળ વિષે નિબંધ.... ... | તૈયાર થાયછે. | |
| ૩૯. | કઈ કઈ ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે? તેનાં કારણો, તથા તે સુધારવાના ઉપાય વિષે નિબંધ. | ” | |



# ખેડુત, કારીગરો, તથા મજુર વગેરે મહેનતુ લોકોને પૈસો સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગ બેંકની અગત્ય વિષે નિબંધ.

આ નિબંધની મતલબ **દ્રવ્ય** સંબંધી છે; તેથી દ્રવ્ય એટલે શું? તે પ્રાપ્ત કરવાનાં **સાધનો**, તેથીથતા **લાભાલાભ**, પોતાની સ્થિતિ પ્રમાણે તેનો **વાપર** (વ્યય) અને **સંચય**, તેને રાખવાને સારૂ **સેવિંગ બેંક** તથા તેના ફાયદા ગેરફાયદા, એ વિષે વર્ણન કરવાની જરૂર છે.

## विभाग पहेलो.

## દ્રવ્ય સંગ્રહ કરવાની જરૂર.

### प्रकरण १ लुं.

### દ્રવ્ય એટલે શું?

દ્રવ્ય એટલે શું? એ વિષે થોડી ઘણી ઉપરચોટીઆ ખબર સર્વને છે. કેટલાક લોક નાણાનેજ દ્રવ્ય સમજે છે, અને કેટલાક માલ મિલ્કતને દ્રવ્યમાં ગણે છે. એ વિષે સવિસ્તર વર્ણન કરવાનું કામ અર્થશાસ્ત્રનું છે; તોપણ આ

નિબંધ વાંચનારને તે બરાબર સમજાય અને ગુંચવણ ન પડે એટલા માટે એના અર્થ વિષે યોગ્ય વિવેચન કરીએ છીએ.

જે વસ્તુ આપવાથી તેને બદલે આપણને જોઇતી વસ્તુ મળે તેનું નામ **દ્રવ્ય**. હવે સાધારણ રીતે જોતાં આપણને જોઇતી જણુસ પૈસા આપ્યાથી મળે છે, માટે પૈસો એજ દ્રવ્ય કહેવાય; પણ છેક તેમ નથી. ગામડાંમાં અને બીજે ઠેકાણે શાક વગેરે બીજી જણસો પૈસા તેમજ અનાજ, કપાસ, તમાકુ વગેરેને બદલે મળે છે. જેમકે અમુક ચીજ જુવારની ભારોભાર, ડાંગરની અડધીવાર‡ કપાસની બેવાર, તમાકુની ત્રણવાર એ રીતે આપ લે થાય-છે, તે સર્વ કોઇના જાણવામાં હશે. ત્યારે જુવાર, ડાંગર, કપાસ, તમાકુ, એ પણ દ્રવ્ય કહેવાય; કારણ કે તેને બદલે જોઇતી જણુસ મળી શકે છે.

પોતાની પાસે આપવાની જણસો હોય તે લેઈ તેને બદલે જોઈતી જણસો આપનાર ગામડામાં ન મળે, ત્યારે ત્યાંના લોકોને એવો બદલો કરનારા શોધી કાઢવા કઠણ પડે, અથવા તેમ કરનાર મળે નહિ તો છતે દ્રવ્યે તેમને ખપની વસ્તુ વગર બેશી રહેવું પડે. આવી હરકત ટાળવાને સરકારે તથા વેપારીઓએ ગામડાંના મધ્ય ભાગમાં કોઈ મોટો કસ્બો કે શહેર હોય, ત્યાં દર અઠવાડીએ અમુક વારે †બજાર કે હાટ (ગુજરી) ભરવાનો ઠરાવ કર્યો હોય છે. એ

‡ અડધીવાર, ભારોભાર, બેવાર, ત્રણવાર એમ કહેવાય છે તેનો અર્થ એવો છે કે, બદલે લેવાની વસ્તુ બદલે આપવાની વસ્તુના તોલ કરતાં વજનમાં અડધી, ભારોભાર, બમણી કે ત્રમણી મળે.

† આવું બજાર અમદાવાદ અને વડોદરામાં દર શુક્રવારે અને સુરતમાં દર શનિવારે ભરાય છે.

બજાર ભરાય ત્યાં પોત પોતાની વેચવાની અગર બદલે આપવાની જણસો લેઇ બીજી જોઇતી વસ્તુઓ લેવાને લોકો ભેગા થાય છે. ત્યાં મરચાં, મીઠું, તમાકુ, સૂપડાં, ટોપલા, ગોળીઓ, ગોળા, દોરડાં, લોઢા લાકડાનો સામાન, ગોળ, ખાંડ, ઘી, શાક ભાજી તથા દાણાદુણી વગેરે આપનારા તેમજ તેમને જે જણસો જોઈતી હોય તે આપનારા પણ ભેગા થાય છે. તેથી પોત પોતાને આપવા લેવાની જણસોના માલીક શોધી કાઢવાને લોકોને આઘે જવું પડતું નથી, પણ તેઓ આપોઆપ આવી મળે છે. તેમ કરતાં પણ અમુક વસ્તુનો બદલો કરનાર કોઈ ન મળે તો તે રોકડે નાણે લેનારા ઘરાક મળે છે. એટલે તેના રોકડા નાણાવડે પોતાને જોઇતી જણસ જ્યાં મળતી હોય ત્યાંથી લેઇ શકાય છે. આથી ખુલ્લું સમજાય છે કે, પૈસો એકલોજ દ્રવ્ય નથી, પણ જે વસ્તુ આપવાથી તેને બદલે બીજી વસ્તુ મળી શકે તેનું નામ દ્રવ્ય. પૈસો અગર નાણું એ તો પોતા વડે જોઇતી વસ્તુ મેળવી આપનાર અનુકૂળતા કરનારૂં દ્રવ્ય છે. એટલે આપણે એક વસ્તુ જોઈતી હોય, તેને બદલે આપવાની જે જણસ આપણી પાસે હોય તેનો બદલનારો ઘરાક ન મળે, તો તે (જોઈતી) વસ્તુ મેળવવા માટે આપણી પાસેની જણસ, પૈસા આપી લેનારને અપાય અને જે પૈસા આવે તે વડે જોઇતી લેવાય. એ ઉપરથી સમજાશે કે પૈસો એ વસ્તુ વેચાતી લેવાને અનુકૂળતા કરી આપનારૂં દ્રવ્ય છે. આ નિબંધ સંબંધી કાર્યને માટે દ્રવ્યની એટલી વ્યાખ્યા બસ છે; એથી વધારે લંબાણ કરવાની જરૂર જણાતી નથી.

## प्रकरण २ जुं.

### દ્રવ્ય મેળવવાનાં જૂદાં જૂદાં સાધનો.

દ્રવ્ય મેળવવાનાં સાધનો ઘણાં છે, તેમાં મુખ્ય **કાચી વસ્તુઓ** છે. કાચી વસ્તુ એટલે આપણે માટે ઇશ્વરે સ્વતઃસિદ્ધ વસ્તુઓ તૈયાર કરી મૂકેલી હોય છે તે. જેમકે પત્થર, લાકડાં, ઘાસ, માટી, ઝાડ, પાન, પાણી, હવા, તથા કેટલાક ખનિજ, ઉદ્‌ભિજ, અને જીવરૂપ પદાર્થ. એ પદાર્થો ઉપર થોડી ઘણી મહેનત કરવાથી તે આપણા કામમાં આવે છે. એ પદાર્થો ઇશ્વરે આપણે માટે કરી મૂક્યા ન હોય, તો આપણે ગમે તેટલી મહેનત કરીએ તોપણ તે બની શકે નહિ. એ પદાર્થો દ્રવ્ય ઉત્પન્ન કરવામાં મુખ્ય સાધન છે, માટે તેમને **સાહિત્ય** અગર **સામગ્રી** એવું સંજ્ઞિક નામ આપીએ.

**મહેનત**— દ્રવ્ય ઉત્પન્ન કરવાનું બીજું સાધન **મહેનત** છે. એમાં સઘળી જાતની મહેનતનો સમાવેશ ,થાય છે. સાહિત્યને ઉપયોગમાં લેવાને તેમનાપર જે મહેનત કરવી પડે તે પહેલી મહેનત. બીજી સાહિત્યને ઉપયોગમાં આવે તેવું કરવાને જે રાચ વગેરે કામમાં આવે, તે રાચ કરવાને પડેલી મહેનત. ત્રીજી રાચ વગેરે કરવાની વિદ્યા અને કળા કૌશલ્ય શીખવાની મહેનત. ચોથી માલ પેદા થાય તેનું રક્ષણ કરવાની; જેવી કે વહાણ વગેરે રાખવાને નાળ કરવાની, ડક્કા બાંધવાની તથા પોલીસ વગેરે ચોકીઆતો રાખવાની મહેનત. પાંચમી માલ વગેરે ઉત્પન્ન થાય તેમને સ્થળે સ્થળે પહોચાડવાની; એટલે તેને વાસ્તે ગાડાં, રસ્તા, નહેરો, રેલવે, વગેરે બાંધવાની મહેનત. છઠ્ઠી માલ વગેરે જેને જોઈએ તેને પહોંચતો કરનારાની; એટલે વે-

પારી, મજુર વગેરેની મહેનત. એવી રીતે ઘણાએક પ્રકારની મહેનત, એ દ્રવ્ય ઉત્પન્ન કરવાનું એક સાધન છે.

જમીનમાં કેટલાંક ધાન્ય વાવ્યા વગર ઉત્પન્ન થાયછે; જેવાં કે નમાર, સામો વગેરે. તેમજ કેટલાંક ઝાડને ફળ પણ સ્વાભાવિક રીતે પેદા થાય છે. પરંતુ તે ધાન્ય અને ઝાડ વાવીને તેનાપર મહેનત તથા વિચારશક્તિ લગાડી હોય, તથા ખાતર વગેરે બીજાં સાધનોનો ઉપયોગ કર્યો હોય, તો તેથી સોગણું પાકે; એટલુંજ નહિ પણ એમને એમ પાકે તે કરતાં ઝીણું, રસદાર તથા સુંદર અને સ્વાદિષ્ટ ઉત્પન્ન થાય. એથી દ્રવ્યોત્પત્તિ તેટલી વિશેષ થાય.

એવીજ રીતે રાચ વગેરે સાધનથી થોડી મહેનતે ઘણું કામ થાય અને વસ્તુઓ સુંદર થાય, માટે રાચ એ પણ દ્રવ્યવૃદ્ધિ કરવાને ઉપયોગી ગણાય. તેમજ હાથથી જે થાય તે કરતાં સંચાથી સોગણું થાય અને વળી તે એક સરખું સફાઈદાર થાય. તેથી સંચા હજારો માણસને ઉપયોગી હજારોગણું ફળ આપે, એ ઉઘાડું છે.

કોઈ પણ રાચ, સંચા વગેરે તર્કશક્તિ વાપર્યા વગર શોધી કઢાતાં નથી. હવે તર્કશક્તિ આવવા માટે વિદ્યા કળાનો અભ્યાસ કરવો જોઈએ અને તે અભ્યાસ કરવાને મહેનત કરવી જોઇએ. એ મહેનત પણ દ્રવ્યોત્પત્તિનું સાધન ગણાય. તેમજ દાકતરની વિદ્યા શીખવાને મહેનત કરી હોય તે પણ દ્રવ્યોત્પાદક મહેનત છે. કેમકે એ વિદ્યા મજુર, કારીગર વગેરે દ્રવ્ય ઉત્પન્ન કરનારા લોકોને તંદુરસ્ત રાખવામાં ઉપયોગી પડે છે. મહેનત બે પ્રકારની છે. **શારીરિક અને માનસિક.** શારીરિક મહેનત એટલે જે મહેનત શરીર અગર અંગબળથી થાય છે તે; જેવી કે હળ લઈ જમીન ખેડવાની. માનસિક મહેનત એટલે જે મહેનત મન અ-

ગર મગજથી થાય છે તે; જેવી કે ઘર પડતું હોય તો તેને આવડા લાકડાનો ટેકો દેવો જોઇએ, એ વિષે તર્ક કરવો તે. એ બંને મહેનત દ્રવ્યોત્પાદક છે. એ પરથી જણાશે કે દ્રવ્ય ઉત્પન્ન કરવાને છોકરાએ મહેનત કરી નિશાળે જવું એટલુંજ નહિ, પણ ત્યાં જઈને ભણવું, કે જેથી સારા નરતાનો વિચાર કરવાની શક્તિ આવે તથા તર્ક કરવાને સામર્થ્ય મળે; અને તેથી કરીને તેઓ દ્રવ્ય ઉત્પન્ન કરવામાં મદગાર થઈ શકે.

વળી મહેનતના બીજા બે પ્રકાર છે. **ઉત્પાદક મહેનત અને અનુત્પાદક મહેનત**. ઉત્પાદક મહેનત એ કે જેથી પ્રત્યક્ષ ફળ ઉત્પન્ન થઈ, મહેનત કરનાર તથા મહેનત કરાવનાર એ બંને પક્ષને લાભ થાય; મજુરો રાખી તેમની પાસે ખેતરમાં કામ કરાવવું તેથી મજુર અને ખેતરનો માલિક એ બંનેને લાભ થાય, માટે એમની મહેનત તે ઉત્પાદક મહેનત છે ગવૈયા ગાયન કરી, અને ભવાયા ભવાઈ કરી જે મહેનત કે છે તે અનુત્પાદક મહેનત. એથી ગવૈયાને કે ભવાયાને દ્રવ્ય પ્રાપ્તિનો લાભ છે, પણ સાંભળનારને દ્રવ્યની હાનિ છે. તોપણ ગાયન અથવા ભવાઈથી. સાંભળનાર અને જોનારના મગજને વિશ્રાંતી મળી તે તાજું થયેથી શ્રમીત થએલા અવયવોનો થાક ઉતરી જઈ તે જોરમાં આવે. પહેલાં હતા તેવા થઈ વધારે મહેનત કરવાને યોગ્ય થાય, અને વધારે મહેનત કરી વધારે ફળ ઉત્પન્ન કરે, તો તે અનુત્પાદક મહેનત ન કહેવાય.

આ ઉપરથી સારાંશ એ જે કોઈ પણ માણસે નિરૂદ્યમી રહી નકામો કાળ ગુમાવવો નહિ; પણ તે ઉદ્યમ એવો કરવો જોઈએ કે, તેથી પોતાને તથા જગત્‌ને દ્રવ્યોત્પાદક લાભ થાય. એક જગાએ પડેલા પથરા વગર કા-

રણે ઉપાડી બીજે ઠેકાણે નાંખવા તે શ્રમ તો ખરો. પણ તે **ઉત્પાદક શ્રમ** ન કહેવાય. તેમ છતાં તેવો શ્રમ કર્યાથી શરીર કસાઈ વધારે ફળોત્પાદક શ્રમ કરવા શક્તિ આવે અગર બીજો શ્રમ કરવાનો થાક ન લાગે, કે પાચનશક્તિ વધે, તો એ શ્રમ વ્યર્થ ન કહેવાય. એ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે ઊંઘમાં જતા વખત સિવાયનો બાકીનો કાળ નિરૂદ્યમી ન ગાળવો; તેમજ જે શ્રમ કર્યેથી શરીરને ઈજા પહોંચે એવો નિરર્થક અને નુકસાનકારક શ્રમ કરી ઉદ્યમ કર્યો એમ ના માનવું. ઉદ્યમ ( મહેનત ) વિષે વિસ્તારથી લખતાં બહુ લંબાણ થાય, માટે આ નિબંધના સંબંધમાં ઉપલું ટૂંકું વર્ણન બસ છે.

**મૂડી અગર ભંડોલ**–દ્રવ્યોત્પાદક ક્રિયામાં મૂડી અથવા ભંડોળ એ એક સાધન છે. મૂડી એટલે દ્રવ્યનો સંગ્રહ. એ દ્રવ્ય બીજુ દ્રવ્ય ઊત્પન્ન કરવાને સહાયભૂત છે. મૂડીમાં બે ભેદ છે. એક **સ્થાયી** અને બીજો **જંગમ.** મહેનત અને સ્વતઃસિદ્ધ પદાર્થોથી દ્રવ્ય ઉત્પન્ન થાય છે, પણ તે કેટલું? એવો પ્રશ્ન કોઈ પૂછે, તો તેના ઉત્તરમાં કહી શકાય કે, માત્ર જંગલી લોકોના ઉપયોગમાં આવે એટલુંજ. રાચ, ઓજાર વગેરે બનાવવાને અને તેમને ઉપયોગમાં આણવાને મૂડીની જરૂર છે. એવાં રાચ, ઓજાર વડે વધારેગણું દ્રવ્ય ઉત્પન્ન થાયછે, એતો આગળ કહી ગયા છીએ. માટે મૂડી એ પણ સાધન છે. મૂડી એટલે પૈસો એકલોજ નહિ પણ તેમાં દ્રવ્ય પ્રમાણે પૈસા સિવાયની બીજી જણસો પણ આવે છે.

સ્થાયી મૂડી એકવાર મૂડી ઊત્પન્ન કરતાં નાશ પામતી નથી. તે એવી બીજી વધારે મૂડી ઉત્પન્ન કરે છે, અને ઘણેકાળે ઘણી મૂડી ઉત્પન્ન કરી નાશ પામે છે. લોઢા લા-

કડાનાં રાચ વડે જેટલું ઉત્પન્ન થાય છે તેટલું પૈસા એકલા વડે ઉત્પન્ન થતું નથી. રાચ, યંત્ર વગેરે જંગમ મૂડી એકવાર વધારે ગણી મૂડી ઉત્પન્ન કરીને નાશ પામે છે, માટે પેહેલા પ્રરકાની (સ્થાયી) મૂડી બીજી (જંગમ) મૂડી ઊત્પન્ન કરવાને વધારે ઉપયોગી છે.

જે મૂડી મોજ મઝાના કામમાં ખરચાય તે નિરર્થક જાય, અને જે મૂડી ઉત્પત્તિ કાર્યમાં ખરચાય તે સાર્થક થાય. તેમજ જે મૂડી આંગ ઉપર (અગાઉથી) મજુરને અગર કારીગરને આપવામાં આવે તેટલી મૂડી ઉત્પત્તિ કાર્યમાં સાર્થક થતી નથી; પણ ઉત્પન્ન થયા પછી તે આપવામાં આવે તો વધારે ફળદાયી થાય. જે મૂડી બીજી મૂડી ઉત્પન્ન કરવામાં ખરચાઈ હોય તે નિરર્થક ગઈ એમ ગણાય નહિ; પણ જે મૂડી વરા વાજન કરવામાં ખરચાઈ હોય તે નિરર્થક ગઈ એમ ગણાય, કારણ કે તેથી કાંઈ ઉત્પત્તિ કાર્ય થતું નથી. આપણા દેશમાં હિંદુઓની ઘણીખરી ન્યાતોમાં મુઆ પાછળ વરા વાજન કરવાને ઘણા પૈસા ખર્ચવાનો ચાલ છે. તે પૈસા નિરર્થક ગયા કહેવા, અને તેટલું દ્રવ્ય નાશ પામ્યું ગણવું. એવા વરા વાજન કરનારા લોકો દેશના દ્રવ્યમાં વધારો કરવામાં થોડાજ ઉપયોગી પડે છે. પણ શ્રાવક મારવાડી વગેરે જે લોકો એવા ધાર્યા વરા નહિ કરતાં જ્યારે પુષ્કળ મૂડી થાય ત્યારે કરે છે, તે લોકો પૈસાદાર વહેલા થાયછે, અને દેશના દ્રવ્યમાં વધારો કરવાને તેમની મૂડી ઉપયોગી પડે છે. એ ઉપરથી સમજવાનું એ જે, જે દેશમાં જેટલી મૂડી તેટલો તે દેશ મૂડીનો વધારો કરનારો. માટે જેમ બને તેમ મૂડી નિરર્થક ખર્ચમાં રોકવી કે વાપરવી નહિ. કેટલીક વખત મૂડી કાંઈ કામમાં ન આવતાં પડી રહે છે, સરકાર લડાઈ કરવાને સારૂ વેરા

રૂપે તે ખેંચી જાય છે, અથવા અનાડી લોકો તેને દાટી મૂકેછે, તેથી પણ તે નિરર્થક થઈ પડેછે. એ રીતે જોતાં દ્રવ્ય દ્રવ્યને ઉત્પન્ન કરનારૂં છે તેથી દેશમાં દ્રવ્ય વધે છે.

**સ્વતઃસિદ્ધ વસ્તુઓનું ફળદાઈપણું** એ પણ દ્રવ્ય ઉત્પન્ન કરવાનું સાધન છે. જમીન એ સ્વતઃસિદ્ધ વસ્તુ છે. તેમાં કેટલીક જમીનમાં પાક વધારે ઉતરે છે અને કેટલીકમાં ઓછો ઉતરે છે. ખેડા જીલ્લામાં ચરોતરની, તથા સુરત જીલ્લામાં ચોરાશી તથા ચીખલી સુપાની જમીન બહુ રસાળ છે. તેમાં ડાંગરનો પાક દર વીઘે ૪૦–૫૦ મણનો ઉતર્યા પછી, રવીનો (જવ ઘઊંનો) પાક વગર પીતે (પાણી પાયા વગર ) ૧૫–૨૦ મણ ઉતરે છે; અને અમદાવાદ જીલ્લામાં ભાલની જમીનનું ફળદાઈપણું ઓછું છે તેથી તેમાં ઘઊં, બાજરી કે કપાસનો એકજ પાક ઉતરે છે, તે પણ ઉપલા પાકને ત્રીજે હિસ્સે હોય છે. એ પ્રમાણે જમીનનું ઓછું ફળદાઇપણું, એ દ્રવ્યોત્પત્તિના વધારામાં ઉણાપણું આણે છે.

તેમજ અનિયમિત ઋતુથી પણ ફળદાઈપણું ઓછું વત્તું થાય છે. આપણા ગૂજરાત પ્રાંતમાં ઋતુ નિયમિત છે, એટલે વાવાઝોડાં, તોફાન, અને વીજળીથી થતાં નુકસાન આપણુને બહુ થોડાં નડેછે. પણ દક્ષિણુ અને ખાનદેશમાં એવી હરકતો વધારે છે, તેથી ત્યાંના ફળદાઇપણામાં વધઘટ થાયછે.

કેટલાક દેશમાં ઘર બાંધવાનો ‡કાટમાલ જોઈએ તેવો, જથાબંધ. તથા છેક નજીકમાં મળે છે, તેથી ત્યાં સારાં મકાન સહેજ બાંધી શકાય છે; અને કેટલાક દેશમાં તે મળતો નથી તેથી ત્યાં ઝૂંપડાં વડે નિર્વાહ કરવો પડેછે; અને મોટાં

‡ઈમારતી લાકડાં.

ઘર બાંધવાં હોય તો ઘણું દ્રવ્ય ખર્ચી દૂર દેશાવરથી જોઇતો કાટમાલ મંગાવવો પડે છે. વળી કેટલેક ઠેકાણે બળતણની વસ્તુઓ બહુ થોડી મળેછે તેથી ત્યાંના લોકને ટાઢે મરવું પડે છે, અને કેટલેક ઠેકાણે તેની પુષ્કળ છત હોય છે. એ પ્રમાણે એવી વસ્તુઓની વધઘટ એ પણ દ્રવ્યના વધારા ઘટાડાનું સાધન છે. તેમજ ખનિજ પદાર્થો પણ દ્રવ્યોત્પત્તિનાં મોટાં સાધન છે. જે દેશમાં લોઢું, પથરા, કોયલા, અને બીજી ધાતુઓ પુષ્કળ મળતી હોય તે દેશના દ્રવ્યમાં વધારો થાય છે. એ સિવાય બીજા ઘણા કુદરતી ફાયદા, દ્રવ્યોત્પાદક સાધન છે. પરંતુ તે બધા લખતાં પાર આવે નહિ માટે તેમાંના થોડાજ ઉપર લખ્યાછે.

હસ્તકૃત અને યાંત્રિક શક્તિઓ (સંચાઓ) દ્રવ્યોપત્તિન મોટાં સાધન છે. માટે એ સાધનો તૈયાર કરવાને અને તેમનો ઉપયોગ કરવાને શીખવાની મોટી જરૂર છે. તે શીખ્યાથી પોતાને પ્રસિદ્ધપણે અને દેશને તથા લોકોને પરોક્ષપણે લાભ છે. આ બાબત બધા લોકોએ ધ્યાનમાં લેવા જેવી છે.

**ઉત્પાદકોની એક બીજાને સહાય**, એ દ્રવ્યોત્પત્તિનું એક બીજું સાધન છે. એક માણસ જેટલું કરી શકે તેથી બમણું બે માણસો કરે એવું સર્વે જાણેછે. પણ જરા લાંબો વિચાર કરીએ તો માલમ પડશે કે તેઓ બમણું નહિ પણ ત્રમણું કે ચોગણું કરી શકે. જેમકે એક કડીઓ કામ કરતો હોય તો તેને પોતાનાં સઘળાં ઓજાર સાથે લઇને પાલક ઉપર ચઢવું જોઈએ, અને તેમાંનું એકાદ નીચે રહી ગયું હોય તો તે લેવાને પાછું નીચે ઉતરવું જોઇએ. તેમજ સઘળા મશાલા (ઇંટો, માટી, ચૂનો વગેરે) પોતાની પાસે રાખ્યા હોય તો તેનું કામ ચાલે નહિતો અટકી પડે. વળી કાંઈ યુક્તિ કરવી હોય તો તે પણ પોતાનીજ બુદ્ધિ વડે સૂઝે તેમ

કરી શકે. પરંતુ જો તેની સાથે જોડીદાર હોય તો તેનાં ઓ-જાર, માલ મશાલો, તથા બુદ્ધિ વગેરે તેને તુરત ખપ આ-વે, અને પત્થર ઊચકવો હોય તો બે જણ સાથે ઊચકી તુરત જ્યાં ઘટે ત્યાં મૂકી શકે. એ પ્રમાણે એકને બદલે બે મા-ણસો કામે લાગવાથી વખતનો ઘણો ઉગારો થાય. તથા કામ પણ બે માણસ જૂદા જૂદા કરે તે કરતાં વધારે થાય. એજ પ્રમાણે સઘળા કામમાં ઉત્પાદકોની એક બીજાને સ-હાયતાથી બહુગણું કામ થાય છે. માટે ઉત્પાદકોએ એકબી-જાપર દ્વેષ ન રાખતાં પરસ્પર સહાયકારક થવું.

**ઉત્પાદકોમાં કામની વહેંચણી કરવી** એ પણ દ્ર-વ્યોત્પતિ કરવાનું તથા તેનો વધારો કરવાનું સાધન છે. કામની વહેંચણી એટલે એક આખું કામ એકજ માણસે ન કરતાં તેના ભાગ પાડી જૂદાં જૂદાં માણસો પાસે કરા-વવું તે. જેમકે એક ચાકુ કરવાનો છે. તેના પાનાનું ડોળીયું કરનાર જૂદો, તેને પાતળું કરનાર જૂદો. અણી કાઢનાર જૂદો, ધાર કાઢનાર જૂદો, ધાર ચઢાવનાર જૂદો, પાણી પાનાર જૂદો, ચળકતું કરનાર જૂદો, હાથો કરનાર જૂદો, જડ મારનાર જૂદો, એવી રીતે દરેક ભાગ કરનાર જૂદા જૂદા માણસો હોય, તો તેથી એકજ જગાએ બધા મા-ણસો પોત પોતાનું નીમેલું કામ કરે તેથી વખતનો ઘણો બચાવ થાય; અને જે જે કામ કરવાનો જેમને અનુભવ થયો હોય તથા હથોટી પડી ગઈ હોય, તે તે કામ તેઓ હાથેવતી અથવા સંચાથી જરા વારમાં અને સારૂં કરી શકે. એ ચાકુ જો એકજ માણસ કરવા બેસે તો દહાડામાં એ-કથી વધારે કરી શકે નહિ. એવી રીતે કામની વહેંચણીથી ઘણો ફાયદો છે.

દ્રવ્યોત્પત્તિનાં એવાં એવાં ઘણાંએક સાધનો છે; પરંતુ

તે સઘળાં લખતાં પુસ્તક મોટું થઈ જાય, માટે મુખ્ય મુખ્ય લખ્યાં છે.

## પ્રકરણ ૩ જું.

### દ્રવ્યથી થતા લાભ.

દ્રવ્ય કઈ રીતે વાપર્યાથી લાભ થાયછે અને કઈ રીતે વાપર્યાથી અલાભ થાયછે. તે આ તથા આગલા (૪ થા) પ્રકરણમાં લખવામાં આવશે.

દ્રવ્યોત્પત્તિ કરવાનાં સાધનો સંક્ષેપમાં ઉપલા પ્રકરણમાં કહ્યાં. હવે આ પ્રકરણમાં દ્રવ્ય સંપત્તિથી થતા લાભ વિષે વિવેચન કરીએ છીએ.

દ્રવ્યથી થતા લાભ કેટલાક તો ઉઘાડા છે. જેવા કે નાણું હોય તો ટાણું સચવાય, નાણું નાણાને લાવે, વગેરે. પણ જે ઉઘાડા નથી તેનું વિવેચન કરવામાં આવેછે. ખેતરને સારી રીતે સુધારીને વાવવામાં જે દ્રવ્ય ખર્ચાય, તે ન ખર્ચતાં ફક્ત હળે વતી ચાસ પાડી અગર હાથે વતી ખોદી તેમાં અનાજ વાવ્યું હોય, તો તેથી જેટલી ઉપજ થાય, તે કરતાં દ્રવ્ય ખર્ચીને તેજ જમીનમાં ખાતર પુંજે નાંખી ચાસ પાડી વાવ્યું હોય, તેમાંનો ભાજીપાલો અને ઝાડ ઝાંખરાં નીંદાવી નાખ્યાં હોય, તેમાં જોઇએ તેટલું વરસાદનું પાણી રહેવા દેવાની ગોઠવણ કરી હોય, અને વધારાનું કાઢી નાખ્યું હોય અગર નીકો બાંધી બીજું જોઇતું લીધું હોય, ઊગેલા છોડ મજબૂત તથા પ્રફુલ્લિત થાય તેવા ઉપાય લીધા હોય, તેની રખવાળી કરાવી હોય, અને વાડ કાંટો કરી ઢોર ખાઈ ન જાય તેવો બંદોબસ્ત કર્યો હોય, તો તેમાં જે દ્રવ્ય ખર્ચ કર્યું હોય તેથી બમણું ત્રમણું નીપજે. એ દ્રવ્યથી લાભ થાય તે દ્રવ્ય ખર્ચથી થતા પ્રત્યક્ષ લાભ નથી, પણ એ

વડે લાભ થાયછે એ નિઃસંદેહ છે.

તેમજ જમીનમાંથી ધાન્ય પકવવા માટે રાચ વગેરે લેવાને દ્રવ્યની જરૂર છે. દ્રવ્ય હોય તો રાચ અને બળદ વગેરે લેઈ શકાય અને તેથી ધાન્ય પેદા કરવાને મદદ મળે. એ પ્રમાણે દ્રવ્ય ખર્ચથી દ્રવ્યવાળાને જેટલો લાભ થાય તેટલો લાભ દ્રવ્ય વગરનાને થાય નહિ, એ ઉઘાડું છે. વળી દ્રવ્યવડે કોલુ (કોલ) વગેરે શેલડી પીલવાના સંચા, તથા પાણી પાવાના પંપ અને કોસ વગેરેની મદદ મેળવાય છે, તેથી ગોળ, ખાંડ પેદા થાય છે. તેમજ તલ દીવેલી ભોંયસીંગ, ખસખસ વગેરે તૈલી પદાર્થો પીલવાની ઘાણીઓ વગેરે દ્રવ્યવડે મેળવી, તેનાથી સારાં તેલ તૈયાર કરાયછે.

દ્રવ્યવડે મજીઠ, કસુંબો, ગળી, સોરંગી, હળદર, કેસર, વગેરે રંગનાં સાહિત્ય ખેતરમાં પકવીને પેદા કરી શકાય છે. તે રંગ વસ્ત્રાદિ ઉપર ચઢાવવાથી આપણને નાના પ્રકારના રંગનાં વસ્ત્ર ઓઢવા પહેરવાને મળે છે, એ પણ મોટો લાભ છે. તેમજ દ્રવ્ય વડે કીરમજના કીડા ઉછેરી તેના એવા સુશોભિત લાલ રંગ કરાયછે કે 'તેમાં લૂગડું બોળ્યું હોય તો તે ફાટે તો પણ તે પરથી રંગ જાય નહિ. મોરથુથાથી લીલો જંગાલનો રંગ પેદા થાય છે, તે દ્રવ્ય ન હોય તો ન મળે. એવી રીતે દ્રવ્યથી લાલ, પીળો, કાળો, ગુલાબી, વાદળી, લીલો એવા અનેક પ્રકારના રંગ પેદા કરી વસ્ત્ર, ઘર, ઉનના કામળા, પાથરવાના ગાલીચા, સેત્રંજી વગેરે તરેહ તરેહના રંગદાર સામાન સરંજામનો આપણે ઉપભોગ કરીએ છીએ.

દ્રવ્ય વડે નાના પ્રકારનાં વસાણાં જેવાં કે તજ, લવીંગ, એળચી, જાવંત્રી, જાયફળ, સુંઠ, મરી, અજમો, જીરૂ ઇત્યાદિ પેદા કરી તેથી થતા લાભ આપણે લઇએ છીએ.

તેમજ બદામ, ચારોળી, દ્રાક્ષ, કાજુ, અખોડ, કોપરાં, ખારેક, ઈત્યાદિ સૂકો મેવો, તથા દાઢમ, જાંબુ નારંગી, પપનસ, ચીકોત્રા, કેળાં, ફ્ણુસ, લીંબુ, ઇત્યાદિ મીઠા લીલા મેવા પેદા કરવાને આપણે સમર્થ થઇએ છીએ.

દ્રવ્ય વડે સુખડ, સીસમ, અબનુસ, ફ્ણુસી, સાગ, ખેર, વગેરે સુશોભિત લાકડાં મળે છે અને તે લાકડાં ઘર બાંધવાના તથા પેટી, ખુરશી, ટેબલ, કબાટ, કોચ, મંચક, ગાડીઓ, વગેરે ઘરશણગારનો સામાન બનાવવાના કામમાં આવે છે. વળી ખુરશીઓ, કોચ અને ગાડીઓનાં ટપ વગેરે ભરવા મઢવાને નેતર જોઈએ તે પણ દ્રવ્ય વડે મેળવી શકાય છે.

વળી દ્રવ્ય વડે હાંડી, ગલાસ, (ગ્લાસ) ફૂન, તખતા, બીલોરકામ વગેરે ચીનાઈખાતું, જેથી ઘરમાં અને બહાર ઝળાં ઝળાં (ઝગઝગાટ) થઇ રહે તે મળે છે. તેમજ આપણા પગનું રક્ષણ કરવાને જોડા, બૂટ, સપાટ મોજાં વગેરે મળેછે એ પણ દ્રવ્ય વડેજ.

સોનું, રૂપું, તાંબુ કલઈ, પીતળ, કાંસુ, લોઢું, શીસું, જસત, વગેરે ધાતુઓ જે ઘણુંકરીને રોજ આપણા કામમાં આવે છે, અને જેનાં આપણા શરીરનાં તથા હાથી ઘોડા વગેરેનાં સુશોભિત †વસ્ત્રાલંકાર થાય છે, તે સર્વે દ્રવ્યના પ્રતાપે. તેમજ લોઢું, કે જેનાં હથીઆર રાચ વગેરે બને છે, તેના ઉપયોગ વર્ણવતાં તો પારજ આવે નહિ; કારણ કે જે જે કામ લઈએ તેમાં લોઢાના રાચ વગર ભાગ્યેજ ચાલે. એની ઉત્પત્તિ ના હોત

† કિનખાબ અને જરીનાં કપડાંમાં, પાઘડીઓના તોરા (કલાબતુ)માં સોના રૂપાના કસબ વપરાય છે, માટે આ ઠેકાણે વસ્ત્રાલંકાર (લૂગડાં અને ઘરેણાં) શબ્દ યોગ્ય છે.

તો આપણે કેટલાં બધાં સુખ ભોગવ્યા વગર રહેત, તે કહેતાં મોટાં પુસ્તક ભરાય, તો પણ પાર આવે નહિ. જેમાં ને તેમાં લોઢું તો ખરૂંજ. ડગલે ડગલે અને પળે પળે એના વગર ચાલતું નથી. એનાં ઓજાર કરવામાં પણ એનોજ ખપ. પણ એ સઘળું દ્રવ્ય વડે થાય છે, માટે દ્રવ્યના લાભ સર્વે યંત્ર, ઓજાર, રાચ, ઇત્યાદિમાં છે.

દ્રવ્ય વડે યંત્ર બનાવવાનું સુગમ પડે છે અને તેથી જે કામ થાય છે તે બહુગણું થાય છે. કોઇ કામ હાથે કરતાં જેટલો વખત લાગે તે કરતાં બહુ ઓછા વખતમાં અને સફાઈદાર તથા એક સરખું કામ યંત્રથી થાય છે. તેથી વખતનો તથા મહેનતનો બચાવ થાય, અને વખત તથા મેહેનતનો બચાવ થયો તે દ્રવ્યનોજ બચાવ થયો એ સિદ્ધ છે. યૂરોપખંડમાં યાંત્રિક કળાથી ઘણાંખરાં કામ થાય છે. ત્યાં હજારો લાખો મણ લોઢું યંત્રવડે ગળાઈ કપાઇને તેનાં પત્રાં, ખીલા, બરડવાં, અને ઇસ્ક્રુ ( પેચવાળા ખીલા ) વગેરે સામાન બને છે; ગમે એટલું જાડું લોઢું હોય તેમાં છેદ પડે છે; અને છરી, ચપ્પુ, કાતર, અસ્ત્રા વગેરે રાચ તથા હથીઆરો તૈયાર થાય છે. તેમજ પીતળ, શીસું અને કલાઈ વગેરે બીજી ધાતુઓનાં કામ પણ એથી બને છે. આપણા દેશમાં પણ વરાળ યંત્રની સહાયતાથી હવણાં હવણાં ઘણાંએક કામ થવા માંડયાંછે. કેટલીક જાતના કાગળ બનાવવાનાં યાંત્રિક કારખાનાં હાલ ચાલતાં થયાં છે. કપાસ પણ વરાળયંત્રથી પીલાય છે, અને તેના સંચા‡ જ્યાં જ્યાં કપાસ પાકે છે ત્યાંનાં ઘણાંખરાં રેલવેનાં સ્ટેશનો પાસે સઘળે જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ આસપાસના મોટા કસ્બાઓમાં પણ તે દાખ-

‡ Ginning Factories.

લ થયાં છે. સુતર કાંતવાના અને વણવાના સંચા* પણ થયાછે તથા તેથી દ્રવ્ય લાભ થાય છે. પરંતુ તે એટલા બધા વધી ગયા છે કે તેથી પ્રથમ જે લાભ થતો તે હાલ ઓછો થવા લાગ્યો છે, અને એ ઉપરથી મોહ ઉતરી જવાનો વખત આવ્યો છે. હવે એવાં કારખાનાં ન કરતાં બીજાં નવાં જેવાં કે ફુલ્સકેપ કાગળ બનાવવાનાં, કાચ બનાવવાનાં, બનાતો વગેરે ઉનનાં લૂગડાં બનાવવાનાં, અને સાબુ તથા દીવાસળીઓ જેવા રોજના ખપના પદાર્થો બનાવવાનાં કારખાનાં દેશમાં દાખલ કરાય તો તેથી તે બનાવનારાઓને અને લોકોને તથા દેશના દ્રવ્યને ઘણો લાભ થાય. લોઢું, કોયલા વગેરે ખનિજ પદાર્થ શોધી કાઢવાની કંપનીઓ કરી તેમાં દ્રવ્ય વાપરવામાં આવે તોપણ ઘણું સારૂ. પદાર્થો તૈયાર કરવાનાં કાચાં સાહિત્ય આપણા દેશમાં પુષ્કળ છે, પણ તે તરફ દ્રવ્યવાન લોકોનાં ચિત્ત લાગ્યાં જણાતાં નથી, અને કદાપિ લાગ્યાં હશે તો તે કરવાની તેમનામાં હિંમત આવી નથી. કોઇ પણ કામ કરતાં પહેલી વખતે નિષ્ફળ થઈએ, તો તેથી નિરાશ થઈ હિંમત હારી જઇને તે કામ પડતું નહી મૂકતાં વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી ઉત્સાહ અને આગ્રહથી મંડયા રહીએ તો આખરે તેમાં સફળ થઇએજ. વરાળને બદલે પાણીના ધોધથી યંત્ર ચલાવવાની કંપનીઓ પણ નીકળી છે. હાલના આપણા લોકપ્રિય હિંદપ્રતિનિધિ લોર્ડ રિપને સરકાર તરફથી અમુક રકમનું લોઢું લેવાની કબૂલાત દેઇ, તથા પાણીથી યંત્ર ચલાવનાર કંપનીને જમીન વગેરે મફત, અને પાણી મફત અગર થોડે મૂલે આપવાની બાંહેધરી દેઇ, ઉત્તેજન આપવાનો ઠરાવ

* Spinning and Weaving Mills.

કર્યો છે. તેથી એવી કંપનીઓ નીકળવાનો સંભવ છે. બ-રફનો ખપ હવણાં આ દેશમાં બહુ થવા લાગ્યો છે. પ્રથમ તે અમેરિકાથી ૪-૫ મહિને આવતું અને મોઘું વેચાતું; પણ હાલમાં તે બનાવવાની કંપનીઓ કેટલેક ઠેકાણે નીકળી છે તેથી તે સસ્તુ વેચાવા માંડયું છે. આ લાભ પણ દ્રવ્યથી છે.

દ્રવ્યથી એવી એવી કંપનીઓ થઈ દેશ આબાદ થ-વાને મદદ થાય છે, એટલુંજ નહિ, પણ મજુર, કારીગરો-ની રોજી જાગે છે, તથા કારીગરો એવાં કામની કળાઓ શીખી હોંશિઆર થાય છે તેથી કંપનીને વધારે પગાર વા-ળા કારીગરો તથા મજુરો પરદેશથી મંગાવવાની જરૂર ર-હેતી નથી; એ પણ દ્રવ્ય બચવાને આધારભૂત થાય છે.

દ્રવ્યથી વેપાર વણજને સુગમતા થાય છે એ ઉઘાડું છે. એ વિષે વધારે કહેવાની જરૂર નથી, પણ એથી પર-દેશ સાથેના વેપારની સુગમતા વિષે ટૂંકામાં વર્ણન કરવા-ની જરૂર છે. લોકો એમ સમજે છે કે, આપણા દેશનો માલ પરદેશમાં વેચાય અને ત્યાંથી તેનું નાણું આવે તેથી આપણા દેશને લાભ છે; પણ પરદેશનો માલ આપણા દે-શમાં આવે તેથી આપણા દેશનું નાણું ત્યાં તણાઇ જાય તેથી નુકસાન છે. પરંતુ એમ સમજવામાં તેઓ ભૂલ કરે છે. એવી રીતે એક દેશનો માલ બીજે દેશ જાય અને બીજા દેશનો માલ તે દેશમાં આવે, તેથી બંને દેશને પ-રસ્પર લાભ છે. આ દેશનું રૂ વિલાયત† જાય અને વિલા-યતનું લોઢું અત્રે આવે તેથી બંનેને લાભ છે. કપાસ પક-વવામાં અને પીલવામાં ત્રતુ, મજુરી, જમીન વગેરેની જેટલી અનુકૂળતા આ દેશને છે તેટલી વિલાયતને નથી.

† ઈંગ્લાંડ. એ દેશને સાધારણ રીતે આપણે વિલા-યત કહીએ છીએ.

એટલુંજ નહિ પણ તે દેશની જમીન, હવા વગેરે તેને માફક નથી, તેથી ત્યાં તે પાકતો નથી; તેથી આ દેશમાંનું રૂ તે દેશને સસ્તે પાલવે છે. તેમજ આપણા દેશમાં લોઢું મેળવવાને ખર્ચ બહુ થાય, તેના કરતાં આયતું લોઢું વિલાયતથી ખરીદ કરવું પાલવે. કપડવણજ આગળ પ્રથમ લોઢું નીકળતું તેની કીમત દર શેરે ૪ આનાથી ઓછી પડતી નહોતી, અને વિલાયતી લોઢું આજે આપણને અડધે આને શેર પડે છે. આથી કેટલો લાભ છે તે સહેજ ધ્યાનમાં આવશે. એવીજ રીતે બીજા તૈયાર થએલા માલ વિષે પણ સમજવું. માટે પરદેશ સાથે વેપારમાં બંને દેશને લાભ છે. ને તે દ્રવ્ય વડે થાય છે.

દ્રવ્ય વડે મોટી મોટી પાઠશાળાઓ સ્થાપી તેમાં દરેક તરેહની વિદ્યા કળા કૌશલ્ય અને શાસ્ત્રાદિ શીખવવામાં આવે, તેથી લોકો કેળવણી પામી હોંશીઆર થાય. વળી બીજા દેશની વિદ્યા ભણવાથી તે દેશની કળા કૌશલ્યનું જ્ઞાન આપણા દેશમાં થાય, તેથી મોટા મોટા અદ્‌ભૂત શોધો કરવાને આપણા વિદ્વાનો સમર્થ થાય, એથી પણ દેશને મોટા લાભ થાય. તેમજ દ્રવ્ય વડે એવા પંડિતોને ઉત્તેજન મળે તેથી તેઓ પોતાના ઉદ્યોગમાં મચ્યા રહે. આ દેશમાં ખનિજ પદાર્થોની બહુ શોધ થઈ નથી, પણ જો તેની સારી શોધ થાય તો જોઇએ તેટલા તથા જથાબંધ ખનિજ પદાર્થો મળે એમ કહેવાય છે. એવા શોધ થએથી લોઢું વગેરે ધાતુઓ બીજે દેશથી લાવવી પડે છે, તે આ દેશમાં સસ્તે ભાવે અને જથાબંધ મળે, તો આપણા દેશની આબાદીમાં તથા દ્રવ્યમાં વધારો થાય; માટે એવી શાળાઓ દ્રવ્ય વડે સ્થાપવાની જરૂર છે. દાકતરોની શાળામાં દાકતરની વિદ્યા શીખ્યાથી તે કામમાં વિદ્વાન થએલા માણસો, લોકોની તન્દુરસ્તીમાં

મદદ કરનારા થઈ પડશે. ઇજનેરો મહાભારત કામ કરતા થયેથી દેશમાં મોટાં મોટાં કારખાનાં થશે અને માલ લઈ જવા લાવવાના માર્ગ થશે તેથી લોકોને ઘણી સુગમતા થશે. એ સઘળું દ્રવ્ય વડે થવાનું. દેશાંતરના વેપારથી દ્રવ્ય સંબંધી ફાયદા ઊપર વર્ણવ્યા તે સિવાય માનસિક ફાયદા પણ થાય છે. દેશાંતરના લોકની રીતભાત, કાયદા, સાધન, ઉપજ, નીપજ વગેરે પોતાના દેશનાંની સાથે સરખાવતાં પોતાનાં સારાં નરતાંનું તારતમ્ય કાઢી સારાં ગૃહણ કરવાની તજવીજ કરવાનું મન થાય છે. તેમજ તેમની કળા કૌશલ્ય જોઇ પોતાના દેશમાં તે દાખલ કરવાની તજવીજ અને સમજુત કરવામાં આવે છે. એવા મોટાલાભ દેશ પરદેશના વેપારથી તથા મુસાફરીથી થાય છે.

દ્રવ્ય એ સુખ સંપત્તિનું સાધન છે. તેથી તન મનની દુરસ્તી જળવાય તથા વિદ્યા સંપાદન થાય.

એ રીતે દ્રવ્ય થકી થતા લાભ પુષ્કળ છે, પણ આ પુસ્તકમાં ટૂંકામાંજ ઉપર લખેલા મુખ્ય મુખ્ય વર્ણવ્યા છે. હવે એથી થતા અલાભ વર્ણવીએ છીએ.

---

## પ્રકરણ ૪ થું.

### દ્રવ્યથી થતા અલાભ.

પાછલા પ્રકરણમાં દ્રવ્યથી થતા લાભ વિષે ટૂંકામાં વર્ણન કર્યું. હવે એથી થતા અલાભ દર્શાવીએછીએ.

દ્રવ્ય એ એવી વસ્તુ છે કે તેથી થતા લાભ માત્ર પ્રત્યક્ષ દીસે છે, પણ અલાભ તેમ દેખાતા નથી. એ અલાભ દ્રવ્યને વાપરવાની રીતથી થાય છે, દ્રવ્યથીજ થતા નથી.

પ્રથમ કહી ગયા છીએ કે ઉત્પાદક અને અનુત્પાદક એવી બે પ્રકારની મહેનત છે. તેમાંની અનુત્પાદક મહેનત-ની ગણના દ્રવ્યથી થતા અલાભમાં કરેલી છે. તર્કશક્તિ વા-પર્યા વગર એક જગાએથી પથરા લઈને વગર કારણે બી-જી જગાએ નાંખવા એ અનુત્પાદક મહેનત છે.

જમીનના પાકની તથા રસાળપણાની હદ છે. એકજ જમીનનું રસાળપણું સર્વકાળ સરખું રહેતું નથી પણ તેનો કસ દિવસે દિવસે ખેડતાં ખેડતાં ઓછો થતો જાય છે. આ વાતનો વિચાર નહિ કરતાં ખેડ પાછળ તથા નકામા સુ-ધારા પાછળ જે દ્રવ્ય ખર્ચાય તે વ્યર્થ જવાનું. એ પણ દ્રવ્યથી થતો અલાભ.

દ્રવ્ય મળેથી ઉડાઉ ખર્ચ કરવો એ પણ દ્રવ્યથી થતો ગેરફાયદો છે. દારૂ, તાડી, ભાંગ, ગાંજો, અફીણ, ચી-રૂટ, માજમ, બીડી, તપખીર, ચંડુલ આદિ દુર્વ્યસનમાં દ્રવ્ય ખર્ચ કરવું એથી પોતાને તથા દેશને ઘણું નુકસાન થાય છે. જેના શરીરમાં વ્યસનરૂપી સળો પેસે તે નિર્બળ થઇ જાય છે; તેને કાંઇ ઉદ્યમ કરવાનું સૂઝતું નથી, અને શરીર રોગિષ્ટ થઈ જાય છે, તેથી સંતતી નિર્બળ થાય છે; વળી તવાઇ ગએલા શરીરને સારૂં કરવાની આશાએ ઔ-ષધ ઉપચાર કરવામાં દ્રવ્ય ખર્ચ થાય છે; કેફ ચઢે છે તેમાં અઘટિત કર્મ થાય તેનું ભાન રહેતું નથી, તેથી વ-ખતે ખુન જેવાં ઘોર કર્મ પણ થઈ જાય છે, અને તેવાં કર્મથી થયેલા સરકારના ગુન્હામાંથી મુક્ત થવાના ઉપાય કરવાને વકીલ વગેરે કાયદા જાણનારાઓની મદદ મેળવ-વાને દ્રવ્યનો ખર્ચ કરવો પડે છે. એવી રીતે દુર્વ્યસનમાં દ્રવ્ય ખરચેલું નિરર્થક જાય છે. એ દ્રવ્યથી થતા અલાભ.

નાતવરા વગેરે જમણવાર કરવામાં ખર્ચ કરવો એ

પણ એક ઉડાઊ ખર્ચ છે. એથી બદલો મળતો નથી માટે એમાં જે દ્રવ્ય ખર્ચાય તે અનુત્પાદક ખર્ચ જાણવું. યોગ્ય પ્રસંગે સગાંસહોદર કુટુંબી વગેરેને જમાડવાં એ સ્નેહનું લક્ષણ છે, તેથી તેમાં વાજબી ખર્ચ કરવો એ દોષ નથી; પણ વેશધારી સાધુસંત અને બ્રાહ્મણાદિ હૃષ્ટપુષ્ટ માણસો જેમને ઉદ્યમ કરવાની શક્તિ છે, અને જે પરમાર્થનું કામ કરતા નથી તેવાને જમાડવા તેમાં, તથા ખોટી મોટાઇથી ફૂલાઇ ચડસાચડસીમાં મોટી જમણવારો કરી મહા મહેનતે સંચેલું અથવા વ્યાજે આણેલું દ્રવ્ય ઉડાવી દેવું એમાં દોષ છે. એથી પોતાને તથા દેશને ઘણા અલાભ થાય છે માટે એમ કહીએ તોપણ ચાલે કે એવી રીતે અનુત્પાદક દ્રવ્યવ્યય કરનારા આત્મદોષી થવા સાથે દેશના પણ ગુનેગાર થાય છે.

મોજમઝામાં દ્રવ્યનો ખર્ચ કરવો એ પણ ગેરફાયદો છે. નાચ, તમાસા, ભવાઇ, ગાયન, નાટક, વગેરે જોવામાં દ્રવ્ય ખર્ચ થાય છે, તેનું ફળ મળતું નથી, એ આગળ કહી ગયા છીએ. એમાં જે નીતિ આણવાને તથા વધારવાને ઉપયોગી હોય તે સાંભળવામાં કે જોવામાં દોષ નથી, પણ તે વિષે સારાસાર જાણવાની બુદ્ધિ તથા વિચાર આવવા જોઇએ. હાલમાં થતાં ઘણાંખરાં નાટકો વગેરે હાસ્યરસ તથા બિભત્સ રસ ઉત્પન્ન કરનારાં છે. માટે તેવાં કામમાં દ્રવ્ય ખર્ચવાથી દૂર રહેવું જોઈએ.

દ્રવ્યના મદવડે રંડીબાજીમાં લોકો પડે છે, તે પણ દ્રવ્યથી અલાભ છે. એથી અંગ, આબરૂ ને દ્રવ્ય એ ત્રણેની હાનિ થાય છે, તે સર્વે કોઇને માલમ છે. માટે એવા કામાં દ્રવ્ય ખર્ચ થાય તે નિરર્થક ગયું સમજવું, અને એ દ્રવ્યથી થતો અલાભ.

દ્રવ્ય વડે જુગાર રમવાનું મન થાય છે. જુગારમાં એક જીતે છે અને બીજો હારે છે. તે વાત સર્વેના જાણુવામાં છે. એથી દેશના દ્રવ્યમાં વૃદ્ધિ થતી નથી, માટે એ પૈસો નિરર્થક ખર્ચ થયો જાણવો. વળી જુગારમાં જીતનારને જુજ મહેનતથી દ્રવ્ય પ્રાપ્તિ થાય તેથી તે નિરર્થક કામમાં ખર્ચવાને તેને આચકો લાગતો નથી. પરસેવો ઉતારી દ્રવ્ય મેળવનાર દ્રવ્યની બૂજ જાણે છે તેથી તે અમથો પૈસો ઉડાવી દેતો નથી. સરત, ઘોડાની સરત, સોરટી વગેરે રમાય છે તે પણુ એક જાતનો જુગાર છે. તેમાં દ્રવ્ય વપરાયું તેથી દેશ સધન થતો નથી. એકનું દ્રવ્ય બીજાની પાસે જાય છે અને તે પછી ઘણુ કરીને ઉડાઉ કર્મમાં ખર્ચ કરે છે. અફીણુનો સટ્ટો, રૂનો સટ્ટો, શેરસટ્ટો, વરસાદનો સટ્ટો, એવી રીતે ઘણીક તરેહના સટ્ટા થાય છે; તેમાં ભવિષ્યમાં કાંઈ હદની મુદ્દતે તથા કાંઈ હદની રકમે કબૂલાત આપવામાં આવે છે, તે પ્રમાણે ભાવ કરતાં વધારે ઓછો ભાવ તે મુદ્દતે આવે અગર બજારમાં થાય, તો તે મુજબ વધારો ઘટારો લેવો દેવો હોય છે. વરસાદનો સટ્ટો ભાવનગર, મુંબઇ વગેરેમાં ચાલે છે. તેમાં એમ કે અમુક દિવસે અમુક વખતે વરસાદ આટલો થશે એવું ભાવી સ્વરૂપ કહી તેની સરત કરે છે. એ સઘળા સટ્ટાઓથી એકના ગજવામાંનું દ્રવ્ય બીજાના ગજવામાં જવાનું, તેથી દેશને દ્રવ્યલાભ કાંઈ નથી. માટે એવા સટ્ટાથી દ્રવ્યનો લાભ નથી પણુ એ દ્રવ્યથી થતા અલાભમાં ગણાય.

કેટલાક દ્રવ્યવાન લોકો નિરૂદ્યમી રહી, દેશને દ્રવ્ય સંબંધી લાભ આપવાને બદલે, તેને ખ્યાલી ખુશાલીમાં ઉડાવી નાખે છે, તેથી તેઓ દેશની આબાદીને નુકસાન કરે છે. એટલુંજ નહિ પણુ બીજાઓને એવી આદત પાડવાની

કોશીશ કરી લોકોની નીતિનો ભંગ કરે છે; એ મોટો અલાભ છે.

ઉપર કહ્યા સિવાય દ્રવ્યથી તથા અલાભ બીજા બહુ છે. પણ આ નિબંધમાં એ બાબતની સિદ્ધતાને માટે કરેલું ટૂંકું વર્ણું બસ છે એમ ધારીએ છીએ. એનો સારાંશ એ છે કે દ્રવ્ય જેમ સુખનું તેમજ દુઃખનું તથા હાનિનું સાધન છે; અને દ્રવ્યનો ઉપયોગ કરવાથી જેજે દુઃખ તથા હનિ થાય, તેને દ્રવ્યથી થતા અલાભ સમજવા.

## प्रकरण ५ मुं.

## પોતાની સ્થિતિને અનુસરતા, તથા અનિયમિત દ્રવ્યવ્યય વિષે.

દ્રવ્ય એ સુખનું સાધન છે એવું પેહેલાં અનેક ઠેકાણે લખ્યું છે. દ્રવ્યવ્યય વગર સુખ મળતું નથી. તેથી સુખ મેળવવાને માટે દ્રવ્યવ્યય (ખર્ચ) કરવાની જરૂર છે.

પ્રાચીન કાળના ભરતખંડી આર્ય ઋષિઓ વગેરે કંદ મૂળ વગેરે ફળાહારથી નિર્વાહ ચલાવતા. પરંતુ જેમ જેમ પ્રજા વધતી ગઇ તેમ તેમ જીવીકાનાં એ સાધન કમી પડવા લાગ્યાં, એટલે કાંઈ યુકિત કરી વધારે સાધન મેળવવાની તજવીજ કરતા થયા. જમીનને ખેડી વધારે પાક ઉપજાવવા લાગ્યા અને તેમાંથી વધારો વધે તે એક બીજા સાથે અદલ બદલ કરી વધારે સુખનાં સાધન મેળવતા થયા. એ રીતે ધાન્ય પકવવા તથા તેનો સંગ્રહ કરવા લાગ્યા. વલ્કલનાં (ઝાડની છાલનાં) વસ્ત્રને બદલે ચામડાનાં, તથા તે પછી સુતર રેશમ તથા ઉનનાં વસ્ત્ર પેહેરતા થયા. એ પ્રમાણેના અવસ્થાંતરની કથા વર્ણવતાં પાર આવે નહિ મા-

ટે ટૂંકામાં એટલુંજ કહેવું બસ છે કે પૂર્વે જે જંગલી હાલતમાં હતા, તે દ્રવ્ય ખર્ચ કરી માણસની સ્થિતિને પહોચ્યા અને પછી સુધરેલા માણસમાં ખપવા લાગ્યા. આ સઘળું પોતાની સ્થિતિને અનુસરતા દ્રવ્યવ્યય વડે થયું.

હવે સ્થિતિ વિષે વિસ્તારે વર્ણન કરીએ, એટલે દ્રવ્ય તેનું સાધન છે એમ આપોઆપ નિશ્ચય થશે. દાખલા તરીકે આપણે આપણાજ દેશની (ભરતખંડની) છેક પ્રાચીન કાળની અને હાલની સ્થિતિ તપાશીએ. અહિંના અસલી રહેવાશીઓની સ્થિતિ કેવળ જંગલી તથા પશુવત્ હતી. તેમની પાસે દ્રવ્યમાં માત્ર તીરકામઠાં, તથા હાથવડે જે ઉત્પન્ન થતું તે વગર બીજું કાંઈ નહોતું. આથી તેઓ શિકારવડે તથા ફળ ફળાદિ ખાઈને જીવીકા ચલાવતા, અને એકાદિ મઢુલી (નાનીઝુંપડી) બાંધી ચામડાં ઓઢી રહેતા. તે પછી બીજા પરદેશી આર્યો આ દેશમાં આવ્યા તેઓ પોતાની સાથે સુધરેલાં હથીઆર, વિદ્યા, અને ધર્મપુસ્તક વગેરે લેતા આવ્યા. પછી તેઓમાંના કેટલાક રાજકર્તા થયા અને કેટલાક ધર્મ. વિદ્યા, શાસ્ત્ર તથા કળા કૌશલ્યનુંજ્ઞાન ધરાવતા થયા. એવી રીતે તેમનામાં ક્ષત્રી, બ્રાહ્મણ અને વૈશ્ય એવા ભેદ પડ્યા. અને જેઓ જ્ઞાન તથા બુદ્ધિમાં છેક ઉતરતા રહ્યા, તેઓ શુદ્રના ભેદમાં પેઠા, અગર તેઓને બીજાઓએ શુદ્ર એટલે દાસ ગણ્યા.

જેમ જેમ તંગી પડતી ગઈ તથા ખપ વધતો ગયો તેમ તેમ સુધારો કરવાની તથા જોઈતી વસ્તુ મેળવવાની યુક્તિઓ કરવાની જરૂર પડી. કંદ મૂળથી આધાર ન રહ્યો. ત્યારે દૂધ, ઘી અને માંસાદિ ભક્ષ્ય વસ્તુઓની તથા તે મેળવવા માટે દૂધાળાં પશુઓ અને હથીઆરોની જરૂર પડી, વળી વસ્ત્ર કરવાને લોઢા લાકડાનાં રાચ બનાવ્યાં, તેથી ટા-

ઢ તડકાથી શરીરનું રક્ષણ થયું.

એવી રીતે જેમ જેમ વસ્તી વધતી ગઇ તેમ તેમ એક એક કામ કરનારા ,વર્ગ એટલે જ્ઞાત બંધાઈ. જેવા કે વણકર, કણબી, લુહાર, કુંભાર, ઘાંચી, મોચી, કોળી, કાછીઆ, તંબોળી, કંસારા, વગેરે. તેઓ પોતપોતાનાં જૂદાં જૂદાં કામ કરવા લાગ્યા, અને પોતપોતાના તૈઆર થએલા માલ અદલ બદલ કરી વ્યવહાર ચલાવવા લાગ્યા.

જંગલી સ્થિતિ બદલાઈ એટલે તેની પાયરી પ્રમાણે કુંભારનાં માટીનાં વાસણની સાથે તાંબા પીતળ વગેરે ધાતુનાં વાસણનું મન થયું. એ વાસણ દેખીતાં સારાં એટલુંજ નહિ પણ તે વધારે ટકાઉ, તથા ભાગે તૂટે ત્યારે પણ ફૂટને ભાવે તેની કીમત ઉપજે તેવાં, એટલે તેપર દ્રવ્ય ખરચવાની ઈચ્છા થઈ તથા તે ઉપયોગી થઈ પડયાં.

ખાનપાનમાં પણ તે પ્રમાણે આપોઆપ સુધારો થયો. પ્રથમ લૂખો બાવટાનો રોટલો ખાતા પણ પછી તેપર ઘી અને શાકનું તથા ઘઊંનાં પકવાન અને મીઠાઇ વગેરે ખાવાનું મન થયું; તે તૃપ્ત કરવાનું સાધન જે દ્રવ્ય તે મળ્યું એટલે દેશ પરદેશથી મેળવી તે આકાંક્ષા પૂરી કરી. પીવામાં પ્રથમ પાણી એકલુંજ હતું તેમાં સુધારો થઇ મદ્ય, ચાહ, દૂધ, કાફી, ઈત્યાદિ પીવાનું મન થયું, તે પણ પૂર્ણ કરવાનું સામર્થ્ય દ્રવ્યવડે આવ્યું.

શરીરનું રક્ષણ જાડાં ચામડાં અગર સૂતરાઉ જાડાં વસ્ત્રથી કરતા, તેમાં સ્થિતિના ફેરફારથી રેશમી, ઝીણાં સૂતરાઉ અને ઉનનાં ભાતભાતના રંગદાર વસ્ત્ર પેહેરવાનું મન થયું, તે પ્રમાણે તે પણ દ્રવ્યવડે મેળવ્યાં. અંગરખાં, બંડીઓ વગેરે શીવવા દરજીની જાત તૈયાર થઈ તેની પાસે પોતાની મરજી મૂજબ તૈયાર કરાવવા લાગ્યા. સૂવાને ભોંયનું

પાથરણું અને આકાશનું ઓઢણું હતું. તેમાં પણ સ્થિતિ બદલાયાથી સુધારો કરીને ગોદડાં, તળાઇ, સૂજની, શેત્રંજી, ગાલીચા, તકીયા, ઓશીકાં વગેરે અનેક તરેહનાં સુખસાધન દ્રવ્યવડે પ્રાપ્ત કર્યાં.

ભોંય ઉપર ગોદડું નાખીને સુતા, તે મટી ખાટલા, મંચક, કોચ, છપ્પરખાટ, લોઢાના ખાટ, વગેરેની તૃષ્ણા થઇ; તે તૃપ્ત કરવાને સુતાર, લુહારની જરૂર તે પણ જૂદા જૂદા વર્ગ બંધાઈ તૈયાર થયા, અને જેવા જોઇએ તેવા ઘાટ સ્થિતિને અનુસરીને તથા મનની અભિરૂચી પ્રમાણે દ્રવ્યના પ્રમાણમાં થયા. બેસવાને પણ ભોંયજ હતી, તેને બદલે ગાદી તકીયા, માંચી, ખૂરશી વગેરે થયું. એ સર્વે સાધનો સુધરેલી સ્થિતિને અનુસરીને થયાં, અને તેમની અગત્ય પણ છે, માટે એમાં દ્રવ્ય ખર્ચ થાય તે જરૂરનો છે.

વસ્ત્ર વગેરે મૂકવા માટે પ્રથમ ઝાડની ડાળીઓ હતી, તે મટીને પેટી, પટારા, અભરાઇ, છાબડી, કબાટ, વગેરે થયાં; તેની પણ જરૂર છે, માટે તે કરાવવાં અગર ખરીદ કરવાં જોઇએ.

પ્રથમ મઢુલીમાં રહેતા, તે મટી જઇને છાજનાં છાપરાં, નળીઆર ઘર, હવેલીઓ, બંગલા, બાગ વગેરે થયાં. એ સર્વે સ્થિતિને અનુસરતાં થયાં અને એ ઉપર દ્રવ્ય ખરચાયું તે સુખને અર્થે, માટે તે વ્યર્થ ન કહેવાય.

પૂર્વે પગે ચાલીને ગામ પરગામ જતા, પણ દ્રવ્ય મળવાથી ગાડી, બળદ, ઘોડા, પાલખીઓ વગેરે વાહન પોતાની સ્થિતિ પ્રમાણે રાખવા લાગ્યા. એની પણ અગત્ય, માટે મધ્યમસર અને જોઇતો ખર્ચ એમાં કરવો ઉચિત છે. તોપણ એવાં વાહન પોતાને જોઇએ તે કરતાં વધારે અથવા વગર કામે રાખવાં એ અનિયમિત ખર્ચ જાણવો.

દ્રવ્ય મળ્યું હોય તેમણે વિદ્વાનોને ઉત્તેજન આપવું તથા વિદ્યાર્થીઓને આશરો આપવો. તેઓને ઈનામ, બક્ષિસ, વર્ષાસન વગેરે કરી આપવામાં જે દ્રવ્ય ખર્ચાય તે સન્માર્ગે ખર્ચાયું જાણવું. તેમજ પરોપકારનાં કામમાં, એટલે પાઠશાળા, પુલ, આરા, દવાખાનાં, નિશાળો, દેવસ્થાન, ધર્મશાળા, અપંગશાળા, કુવા, વાવ, તળાવ, લોકબાગ, બગીચા, આશ્રમ, પરવો, ઈત્યાદિ બંધાવવાં તથા તેનો ખર્ચ ચલાવવા ફંડ કરી બંદોબસ્ત કરવો એ પણ સ્તુત્ય ખર્ચ કહેવાય. તેમજ અશક્ત પશુ પક્ષીઓને વાસ્તે પાંજરાપોળ બાંધવાને તથા તેનો ખર્ચ ચલાવવાને ફંડ કરવાં એ પરોપકારનાં કામ છે. એ સઘળું પોતાના ગજા પ્રમાણે કરવું. તેમજ વિદ્યાવૃદ્ધિનાં સ્થાનો જેવાંકે સંગ્રહસ્થાન (મ્યુઝીઅમ) વેધશાળા, તાલીમખાનાં, પુસ્તકશાળા, છાપખાનાં, ભાષણાલય. વહાણ બાંધવાની ગોદી, ઈત્યાદિ ધર્મખાતાંઓ સ્થાપવાનાં ફંડ કરી તે સદોદિત ચાલ્યાં કરે તેવી યોજના કરવી. વળ જૂદા જૂદા ધંધા શીખવાને શાળાઓ સ્થાપવી, જેવી કે ઇંજનેરી કામ, દાકતરી કામ, ખેતીવાડીનું કામ, વેપાર કામ, સુતાર કામ, કડીઆ કામ, કોતર કામ, લુહારનું કામ, ચિત્રવિદ્યા, ભરતવિદ્યા, શાળવીનું કામ ઇત્યાદિ ધંધા શીખવાની શાળાઓ સ્થાપવી, અને તેમનો ખર્ચ ચલાવવાનો બંદોબસ્ત કરવો. એવાં પરોપકારી કામો કરવામાં ગજા પ્રમાણે દ્રવ્ય ખર્ચવું તે વ્યર્થ ગયું નહિ કહેવાય. એવાં મોટાં કામ એકલાથી થાય નહિ પણ એમાં ઘણા જણનો જથો અગર મંડળી જોઇએ. માટે ફંડ કરી તેવી મંડળીઓ સ્થાપન કરવી એ સર્વથી સારો રસ્તો છે.

એવાં એવાં ઘણાંએક કામછે કે જેમાં ગજા પ્રમાણે અને

પોતાની સ્થિતિને અનુસરતો ખર્ચ કર્યો હોય તો તે દ્રવ્ય અર્થસર વપરાયું ગણાય.

હવે અનિયમિત ખર્ચ વિષે થોડું વિવેચન કરવું જોઈએ. સ્ત્રી પરણવી તે એકજ. એક જીવતાં બીજી પરણવી નહિ. એક કરતાં વધારે સ્ત્રી પરણી તેનો ખર્ચ રાખવો એ અનિયમિત ખર્ચ છે, એટલુંજ નહિ પણ તે કલેશ કંકાસનું મૂળ છે.

સોના રૂપાનાં અને મોતી, હીરા, માણેક, એવાં રત્ન જડિત ઘરેણાં કરાવવાનો ચાલ આપણા દેશમાં વિશેષ છે. તેનું મૂળ કારણ એવું દીસે છે કે એથી શરીર વધારે શોભે અને વળી મૂલ્યવાન એટલે ખપ પડે ત્યારે વટાવાય ને ખોટ થોડી જાય. તેમજ ભયાદિ સમયે થોડી જગા રોકે એવા નિર્ભય ઠેકાણે તે રાખી શકાય. પણ કેટલાક માણસો એવા દાગીના જોઈએ તે કરતાં વધારે કરાવે છે, અને કેટલાક ગજું ન હોય તોપણ દેશાચાલ પ્રમાણે તેની જરૂર જાણી કરજ કરીને કરાવે છે. એ પ્રમાણે વગર ખપનાં અને ગજા ઉપરાંત ઘરેણાં કરાવવાં તે અનિયમિત ખર્ચ કર્યો જાણવો. ઘરેણાં કરાવવામાં દ્રવ્ય ખર્ચવું તેને અનુચિત ન કહેતાં અનિયમિત ખર્ચમાં લેખીએ છીએ. કેટલાક ભયને વખતે લોકો ઘરેણાં ગાંઠાં ભોંયમાં દાટેછે. પણ એ દાટનારનું અચાનક મૃત્યુ થાય અને બીજું કોઈ એ વાતમાં જાણતું ના હોય ત્યારે, તથા દાટેલી જગા ભૂલી જવાય ત્યારે તે જ્યાંનાં ત્યાં રહી કોઇના ખપમાં આવતાં નથી. એ પ્રમાણે બને ત્યારે એવાં ઘરેણાં કરાવવામાં ખર્ચેલું દ્રવ્ય નાશ પામ્યું ગણાય.

રજવાડામાં, જોઇએ તે કરતાં વધારે ખવાસ અને ગોલા ગોલીઓ રાખે છે એટલુંજ નહિ, પણ એ ખવાસ વગેરેના વંશજોને પાળવાજ જોઇએ એવો ચાલ પડી ગયો છે. આથી

રાજદ્રવ્ય કમી થઈ જાય છે, માટે એવો ખર્ચ કરવો તે અનિયમિત ખર્ચ છે. અલબત જોઈએ તેટલા ખવાસ વગેરે રાખવા એમાં દોષ નથી.

તેમજ ઘોડા, હાથી, ઊંટ, બળદ, ગાયો, ભેંશો, સિપાઇ, મલ્લ, વગેરે પણ જોઈએ તે કરતાં વધારે રાખે છે, અને તેના કારણમાં એમ જણાવે છે કે એટલો ઠાઠ રાખવાનો અમારા બાપદાદાઓનો ચાલ છે, માટે અમે તેમાં વધઘટ કરીએ તો અમારી આબરૂને ઝાંખ લાગે. પરંતુ એ કારણ વાજબી લાગતું નથી. પહેલાં રાજા રજવાડા નિર્ભય નહતા. પાસેના અગર પરદેશી રાજા ચઢાઈ કરી આવતા, તથા પોતાના દેશમાં બંડ ઊઠતાં, તેથી તેટલી સંખ્યા રાખવાની તેમને જરૂર હતી. તે વખતે કોઈ ધણી ધોરી રાજેંદ્ર અગર સાર્વભોમ રાજાધિરાજ ન હતા. વળી નિર્ભયપણાના કોલકરાર ન હતા, અને હતા તો તે પાળવાનો ભરોંસો ન હતો. પણ હાલ સર્વને માથે ઇંગ્રેજ સરકારનું રાજેંદ્રપણું છે, અને એક બીજા ઉપર ચઢાઇ કરી કોઈનું રાજ્ય દબાવી પડાય નહિ એવા કોલકરાર છે, તેવે વખતે જોઇએ તે કરતાં વધારે લશ્કર, તોપો, ઘોડા, સિપાઇ વગેરે રાખવા તે અનિયમિત ખર્ચ છે. એટલી વાત તો ખરી છે કે પોતાના મૂલકના અંદર ખાનેના બંદોબસ્તને માટે કેટલુંક લશ્કર અને તોપખાનું વગેરે રાખી મૂકવાની અને તેમને બેઠા પગાર ખવરાવવાની જરૂર છે. કેમકે અણધાર્યું બંડ ઊઠે અથવા બીજી કોઈ આફ્ત આવી પડે તો તેવે પ્રસંગે જોઇતું કવાયતી લશ્કર તૈઆર થઈ શકે નહિ. તોપણ એવા લશ્કરને આળસુ બેસાડી મૂકવાને બદલે, પ્રસંગ ન પડે ત્યાંસૂધી પોલીસ, સીબંધી વગેરે કામમાં રાખી તેના પર જાપતો રાખવો. એવી રીતે દરેક વસ્તુ જોઈએ તે

કરતાં વધારે રાખી તે પર ખર્ચ કરવો એ અનિયમિત ખર્ચ જાણવો.

## પ્રકરણ ૬ ઠું.

### દ્રવ્ય સંચય વિષે.

દ્રવ્ય પેદા કરવાનાં સાધન, તથા પેદા થયા પછી તેના વ્યય વિષે પાછલાં પ્રકરણોમાં વિવેચન કર્યું. હવે તેના સંચય એટલે સંગ્રહ વિષે વર્ણન કરીએ છીએ.

દ્રવ્યમાંથી ખર્ચ કરતાં તેમાનું જે સિલિકે રહે તેનું નામ સંચય. દ્રવ્ય સંચય કરવું એ તેને વાપરવાની રીતપર આધાર રાખે છે.

**દાખલા.** પ્રથમ જમીન ખેડવાના ખર્ચ વિષે વિચાર કરીએ. કોઈ ખેડુત પોતાના ખેતરમાં કામ કરનાર મજુરોને વખતસર કામે ન મોકલતાં મોડાં મોકલે અને તેમના ઉપર દેખરેખ ના રાખે,તો તેઓ આળસુ થઈ એક દિવસમાં જેટલું કામ થાય તેટલું કામ કરવાને બે ત્રણ દિવસ લગાડે; તેથી એક દિવસની મજુરીને બદલે ત્રણ દિવસની મજુરી, એટલે બમણા ત્રમણા દામ તેટલાજ કામને માટે તેમને આપવા પડે; તેથી તેટલું (બમણું ત્રમણું) નુકસાન થાય. પણ જો તે પોતે સવારમાં વહાણું વાતાં ઊઠીને પોતાના હાળી (સાથી, નોકર) મજુર વગેરેને ઉદ્યમે લગાડી પોતે તેની સાથે કામ કરવા લાગે, અગર પક્કી દેખરેખ રાખે અને તેમને વગર કામે બેસવા દે નહિ, તો તેઓ વખતસર જોઈતું કામ કરે તેથી, રસળતાં કામ કરે તેમાં બમણું ત્રમણું નુકસાન થાય તે અટકે, તેટલો નફો થાય, માટે તેટલું બચ્યું સમજવું. તેમજ બળદ વગેરે ખેતીના કામનાં જનાવરોને વખતે વખતે ઘાસ ચારો નહિ નીરતાં એકદમ નીરણ નાખ્યું હોય તો તેનો તે ઓગટ

કરી બગાડ કરે અને પાછું નવું નાખવાની જરૂર પડે. તેથી જેટલો બગાડ થઈ નુકસાન થાય તેટલું વખતે વખતે સંભાળ લઈ નીરી બચાવ્યું હોય તો તેટલો સંચય થયો ગણાય. અને એ સંચય તે બચાવ સમજવો. ખેતરમાં ધાન્ય પાકવાની તૈયારી થઈ હોય પણ તેને વાડ વંડી કરીને ચોકશી રાખીએ નહિ તો હરાયાં સુનાં ઢોર તેમાં પેશીને ખાઈ જાય, અને મોસમ ગઈ એટલે ફરીથી પાકની-પજવાની આશા નહિ તેથી નુકસાન થાય. પણ જો સારી વાડ કરી પાકેલું ધાન્ય બરાબર સંભાળથી સાચવીએ તો એ નુકસાન થતું અટકે. એમાં વાડ કરવાનો ખર્ચ ખેતરમાં પાકેલા ધાન્યનો નાશ થાય તેના પ્રમાણમાં ઘણો જૂજ છે, માટે એ પ્રમાણે કરવાથી થોડા ખર્ચે ઘણું બચાવ્યું કહેવાય. તેજ પ્રમાણે પાકીને તૈયાર થવા આવેલું અનાજ હુડા, ચકલાં વગેરે પંખેરૂઓ ખાઈ જઈને નુકસાન કરે તે અટકાવવાને ટોયા (બૂમો પાડીને તથા ગોફણોથી ખેતરમાંથી જનાવર ઉરાડનારા) રાખવાની કંજુસાઈ કરે તો તેથી પણ થોડો ખર્ચ થાય તે બચાવતાં ઘણું નુકસાન વેઠવું પડે. પણ એવો થોડો ખર્ચ કર્યો હોય તો તેથી ઘણું બચે અને એ બચાવ થાય તે સંચયમાં ગણી શકાય.

વળી ધાન્ય ખેતરમાંથી ખળે લાવતાં પણ સંભાળ રાખવી જોઈએ. ધાન્ય ગાડામાંથી વેરાતું વેરાતું ખળે લઈ જવામાં આવે તે કોઈ માણસના અર્થમાં આવે નહિ. માટે પૂળા અથવા ગાંસડા બાંધીને કે બીજી પકકી ચોકસાઈથી તેને લેઈ જવું કે જેથી તેમાંથી વેરાવા ઢોળાવાની ધાસ્તી રહે નહિ. ખળાને પણ લીંપી ગુંપીને સાફ રાખવું જોઈએ. જો તેમાં કચરો, પાત્રી, મટોડું વગેરે ભળવા દીધું ના હોય તો તેથી માલ સારો અને ચોખ્ખો નીપજે એ-

ટલે તેની કીમત પણ વધારે ઉપજે. માલ ચોખ્ખો તેથી જેટલું નુકસાન ઓછું તેટલો બચાવ થયો સમજવો. ખળામાં આવ્યા પછી કેટલાક ખાધાના પાક, જેવાકે તલ, ભોંયશીંગ, બટાટા, આદુ, રતાળુ, શકરીઆં, હળધર, કેટલીક જાતની ભાજી, મૂળા, કેળાં, નારીએળ, સોપારી, લીલાં ધાન્યના પોંક; અખોડ, કાજુ, અંજીર, દ્રાખ, બદામ, ચારોળી, ખજૂર, દાઢેમ વગેરે સૂકો મેવો; તથા તજ, લવીંગ, એળચી મરી, જીરૂ, જાયફળ, જાવંત્રી વગેરે વસાણાંની સંભાળ રાખવી. એવી સંભાળ જો ના રાખીએ તો એટલું તો ખવાઈ જાય કે તે પકવવામાં અને એકઠું કરવામાં મજુરી વગેરેનું જેટલું ખર્ચ કર્યું હોય તેટલું પણ હાથમાં ન આવે, અને લાભને બદલે નુકસાન થાય. પરંતુ જો બરાબર સંભાળ રાખી હોય તો એવું નુકસાન થતું અટકે અને તેટલો બચાવ થાય.

ખળેથી ઘેર લાવતાં તથા વખારમાંભરતાં પણ સંભાળ રાખવી. ઉપર કહેલી ખાઊવસ (વસ્તુ)ને કુંડાં, ઘડા કંડીઆં, પાલાં, કોઠીઓ, કોઠાર વગેરેમાં ભરી, તેમાં ઊંદર કોળ અને બીજાં જીવજંત પેશી બીગાડ ન કરે એવી રીતે તેને દાટા મારવા, અને વેરાય ઢોળાય કે બીજી રીતે બગડી ખરાબ થાય નહિ તેની સંભાળ રાખવી.

ગોળ, ખાંડ, સાકર, મધ, મીઠાઈ, એવી ગળી વસ્તુઓને મંકોડા, કીડીઓ, વણીઅર, ઇત્યાદિ ખાઈ જઈ નુકસાન કરેછે; માટે તેવા પદાર્થોને દાબડા, ઘડા, ઘડાં, કુપા, ડબ્બા, ટાટીઆં વગેરેમાં ભરી તેપર મજબૂત બંધ બાંધી અને માટી વગેરેથી મોઢાંબરાબર બંધ કરી રાખવા અને હમેશ તપાસતા રહેવું. તેના વેપારીઓએ પણ રોજના વેપાર જોગ માલ બહાર રાખી તે

કરતાં વધારે હોય તે જથાબંધ વેચવા માટે, જેમાં ઊંદર કોળ વગેરે જીવજંત લાગે નહિ એવી ફરસબંધી કરેલી વખારોમાં ભરી રાખવો. વળી એવો માલ પરદેશ મોકલવા વહાણે ચઢાવતાં અગર રેલવેના ડબ્બામાં કે ગાડામાં ભરતાં, બળદ કે ગધેડાંપર લાદતાં, કોથળા, ગુણો, સલીથા, આથર, ઘડા, કુડાં, પેટીઓનાં ખોખાં વગેરેમાં ભરી શીવીને બંધ બાંધી કે લોઢાના પાટા જડી બંદોબસ્ત કરવો, અને બને તો તેનો વીમો પણ ઉતરાવવો કે જોખમ લાગે તો નુકસાન જાય નહિ.

એ રીતે જેમ બને તેમ જમીનના પાકનું રક્ષણ કરી તેમાં બચાવ થાય તેમ કરવું.

તેમજ ખનિજ તથા ઉદ્‌ભિજ પદાર્થો, જેવા કે લોઢું, કલઈ, વગેરે ધાતુઓ, તથા સિંધવ, સાજી, વગેરે ખાર સંભાળવા સીસમ, સાગ, સૂખડ વગેરે લાકડાંનાં ઝાડ ઉછેરી તેની સંભાળ રાખી જેમ સારાં લાકડાં થાય તેમ કરવું. ઘર જે આપણું તથા આપણા ઘરમાં રાખેલી વસ્તુઓ અને ઢોર ઢાંખર વગેરેનું વરસાદ, તાઢ અને તડકાથી રક્ષણ કરનાર છે, તેનાં છાપરાં નળીએર અગર ધાબાનાં કે છાજનાં જેવાં આપણી તંદુરસ્તીને અને સ્થિતિને માફક આવે, તથા જેથી આપણો સામાન સરંજામ જળવાય અને ભેજ કે ઠંડી હવા ન લાગે તેવાં કરવાં. તે સાથે તે એવાં મજબૂત કરવાં કે વાંદરાં વગેરે જનાવરો તેને જલદી ભાગી ન નાખે. તેની ભીંતો માટીની અગર ઇંટો, ચૂનો કે પથરા જે આપણા ગજા પ્રમાણે પરવડે તેની પણ મજબૂત ચણવી કે વારે ઘડીએ પડી ભાગી ન જાય; તેમ આગ વગેરેનો ભો થોડો રહે. એકવાર એવો ખર્ચ કરી ઘર કર્યાં એટલે તે ઘણા દિવસ પહોંચે. લાકડાનાં કે વાંસના ખ-

પરડા ભરી કર્યાં હોય તો તે થોડા દિવસમાં નાશ પામે અને આગ વગેરેનો પણ વિશેષ ભય, માટે તેવાં ન કરવાં. વળી તેનું ભોંયતળીયું ઊંચું રાખવું તથા બાંધણી પણ સોઇદાર રાખવી કે જેથી નીચેનો ભેજ ના લાગે અને ખુલ્લી હવા જોઈએ તે પ્રમાણે આવે જાય. એથી તન્દુરસ્તીનું રક્ષણ થાય, અને તન્દુરસ્તી સારી રહે તો તે દ્રવ્ય ઉત્પન કરવાનું તથા તેનો બચાવ કરવાનું બની શકે.

એવાં ઘર પોતાની સ્થિતિ પ્રમાણે કામજોગજ બંધાવવાં અગર ખરીદ કરવાં; બહુ મોટાં કરવાં કે રાખવાં નહિ. ભાડાં કમાવા વાસ્તે જે ઘર કરવાં તે પણ ખર્ચેલા દ્રવ્યનું વ્યાજ તથા તેનો (ઘરનો)ઘસારો વળી રહે એટલું ભાડું ઉત્પન થાય તેવાં કરવાં, નહિ તો ખાલી ખંડેર પડી રહી તથા ઘસાઈને કેટલેક વરસે તેમાં ખર્ચેલાં નાણાં ફોકટ જાય. સારાંશ એ કે સુગમતાથી નિર્વાહ ચાલે તેવાં અને તેટલાં ઘર રાખવાં; મોટાં ઢંઢેર કરી તેમાંથી કચરો પુંજો કઢાય નહિ કે મરામત પણ ના કરી શકાય તેવાં ના રાખવાં. ગામડામાં જ્યાં ઘરનું ભાડું કાંઇજ ઉપજતું નથી ત્યાં પોતાના ખપ જોગુંજ નાનું ઘર રાખવું, અને દ્રવ્ય વધારે હોય તો શહેર વગેરે જ્યાં ભાડું વ્યાજ કરતાં વધારે ઉત્પન્ન થાય ત્યાં બીજાં ઘર રાખવાં અથવા બાંધવાં. એથી ઊપજ સારી થાય અને વખતે વેચવાં હોયતો જોઇતાં ઘરાક મળે તેથી ખર્ચેલાં નાણાં વસૂલ થતાં હરકત ન પડે. ગામડામાં મોટાં ઘરના ઘરાક ન મળે તેથી ઓપટીને વખતે એક હજારનું ઘર બસેં રૂપિઆમાં આપવાની જરૂર પડે, માટે ત્યાં નાનાં અને જોઇતાં ઘર રાખવામાંજ ગુણ છે.

ઘરસંસારના કામમાં કુટુંબમાંનાં સર્વે સશક્ત માણસોએ ભાગ લેવો. પુરૂષે પુરૂષના ઉદ્યમમાં રહેવું; એટલે

ખેતી કરનારે ખેતીના કામમાં, વણકરે વણવાના કામમાં, વેપારીએ વેપારમાં, મજુરે મજુરીમાં, નોકરી વાળાએ નોકરીના કામમાં, અને બીજા હરકોઈ ધંધાવાળાએ પોતપોતાની શક્તિ તથા બુદ્ધિ પ્રમાણે કામ કરવું. તેમજ બઈરાંએ પણ બની શકે તે પ્રમાણે ઘરનું રાંધવાનું, પાણી ભરવાનું, લૂગડાં ધોવાનું, વાસણ માંજવાનું, શીવવાનું, ભરવાનું, દાણા દૂણી અને ઢોર ઢાંખર સાચવવાનું, દળવાનું, ભરડવાનું, અને ખાંડવાનું કામ કરવું, અગર તે કામ કરનારા પર દેખરેખ રાખવી. છોકરાંઓને સંભાળથી ઉછેરવાં તથા ઘરડાં માણસોની સેવા ચાકરી કરી તેમને સંતુષ્ટ રાખવાં એ પણ સ્ત્રીઓનાં કામ છે. ઘરડાં માણસે કુટુંબનાં બીજાં માણસોને સંસાર વ્યવહારિક તથા ઘરકામમાં જોઇતી સલાહ અને શીખામણ પોતાની બુદ્ધિ અને અનુભવ પ્રમાણે આપી માહિતગાર અને પાવરધાં કરવાં. છોકરાંઓએ માબાપની આજ્ઞા માની અને તેમની સલાહ પ્રમાણે ચાલી વિદ્યાભ્યાસ કરવો, તથા પોતાના ગજા પ્રમાણે ઘર કામ પણ કરવું. એ રીતે નાનાં મોટાં સર્વેજણે ઉદ્યોગ કરવો; નિરૂદ્યમી બેશી અગર સૂઈ રહેવું નહિ.

ઘરમાં ખર્ચ કરવો તે વિવેકપૂર્વક કરકસરથી કરવો. જોઈએ તે કરતાં વધારે ખર્ચ કરવાથી ઉડાઉ થવાયછે એટલુંજ નહિ, પણ તેના યોગે તન, મન, ધન અને આબરૂને નુકસાન પહોંચેછે.

ઘરખર્ચમાં કરકસર કરવી એ કામ સ્ત્રીઓનું છે. અને જે સ્ત્રીઓ વિચારીને માફકસર ખર્ચ કરેછે તેમને ઘણો ગુણ થાયછે. કહેવત છે કે "ભાયડાની સફર અને બઈરાંની કસર." દાણા સૂકવ્યા હોય પણ તેની સંભાળ ના રાખે તો તેમાંથી ચકલાં, કાગડા વગેરે પક્ષીઓ તથા રખ-

ડતાં ઢોર ખાઇજાય તેથી નુકસાન થાય. માટે જેમ બને તેમ સંભાળથી ખર્ચ કરવા સાથે બચાવવાની કાળજી રાખવી. "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીંપે ટીંપે સરોવર ભરાય" એ કહેવત યથાર્થ છે. દમડી દમડી કરતાં રૂપિઓ થાયછે માટે દમડીની અવગણના કરવી નહિ. થોડું થોડું બચાવતાં ઘણે દિવસે મોટો ઢગલો થશે.

એક માણસને રોજ મેવા મીઠાઈ ખાવાની ટેવ હોય અને બીજાને ભાત, દાળ, રોટલા વગેરે ખાવાની ટેવ હોય, તો તેથી એ બંને જણાનાં પેટ ભરાય છે, પણ તેમના ખર્ચમાં ઘણો ફેર પડેછે. મેવા મીઠાઈ ખાનારને રોજ એક રૂપિઆનું ખર્ચ થાય, પણ ભાત, દાળ, રોટલા ખાનારને ત્રણ આનાથી વધારે નહિ થાય. વળી રોજ મીઠાઈ મેવા ખાધાથી શરીરનો સુખાકારીનો બીગાડ થાય. એ પ્રમાણે વગર વિચારે ચાલનારને પૈસાનું અને તન્દુરસ્તીનું નુકસાન થાગ છે, પણ વિવેકથી કરકસર કરી યોગ્ય ખોરાક ખાનારને એ બંને વાતનું સુખ થાય છે. એવી કસરથી જે દ્રવ્ય સચવાય તે વૃદ્ધાપ કાળે તથા મંદવાડમાં જે વખતે શરીર ઉદ્યમ કરવાને સમર્થ ન હોય તે વખતે કામ લાગે છે.

વળી દારૂ, માજમ, વગેરે કેફી વસ્તુઓ પીવાની તથા ખાવાની ટેવથી પણ એજ પ્રમાણે તન મન અને ધનની ખરાબી થાય છે. માટે તેવી ખોટી ટેવ નહિ રાખતાં જોઇતી વસ્તુઓ વડે નિર્વાહ કરી કરકસરથી કામ ચલાવવું જોઇએ.

ટાઢ, તડકો અને વરસાદથી શરીરનું રક્ષણ કરવા માટે લૂગડાં પહેરવાની જરૂર છે, પણ તે ગજા પ્રમાણે અને ખપજોગ રાખવાં જોઇએ. પહેલાં આપણા લોક ખાદીનાં, દોટીનાં કે બાસ્તાનાં લૂગડાં પહેરતા; પણ હાલમાં તે રી-

વાજ નીકળી જઈ માદરપાટ, સેનો, મલમલ, નેનસૂખ, આ-
લપાકો, દુમેટી, બનાત, કિનખાબ, ભરગચ્છી, મખમલ,
વગેરેનાં કપડાં વપરાય છે. એ લૂગડાં પાંચ આનાથી સો
રૂપિએ ગજ સૂધી વેચાય છે; પણ ખાદી બાસ્તો એક આ-
નેથી પાંચ આને ગજ સૂધી મળતો હતો અને તે વધારે ટ-
કાઉ હતો. હાલ પણ એ લૂગડાં બનેછે અને મળે છે પણ
તેનો વાપર છેક કમી થઈ ગયો છે. પહેલાં લોકો સારે ટાણે
પહેરવા ઓઢવાને ઝીણાં લૂગડાં રાખતા, તેવાં લૂગડાં તો
આજે રોજ પહેરવાને થયાં, તેથી હાલ પહેલાંના ક-
રતાં ૭ ગણી કીમતનાં લૂગડાં પહેરાય છે એમ કહીએ
તો ચાલે. પહેલાં મધ્યમ પંક્તિના માણસને વરસ દહાડે ૫
રૂપિઆનાં લૂગડાં બસ થતાં, તેને બદલે આજ ૨૫ રૂપિ-
આનાં લૂગડાં તેને જોઈએ છીએ, તોપણ તેટલું રક્ષણ થ-
તું નથી. માટે સારાં અને સોંઘાં દેશી લૂગડાંથી જ્યાંસૂધી
આપણું કામ ચાલે ત્યાંસૂધી પરદેશી તકલાદી અને ભ-
ભકાદાર મોંઘાં લૂગડાં વાપરવાં ના જોઇએ. ખર્ચમાં જો
યોગ્ય કરકસર કરવામાં આવે તો દરેક જણની પાસે વરસ
દહાડે સરાસરી ૧૫–૨૦ રૂપિઆ બચે. એ બચાવનો એકંદર
કેટલો સંગ્રહ દેશમાં થાય તેનો વિચાર કરી લેવો કઠણ નથી.

હાથીદાંત, કાચ, માટી વગેરેનાં નકશીદાર પણ નાજુક
રમકડાંમાં પણ એવું ઉડાઉ ખર્ચ થાય છે. નકામી શોભાને માટે
એવાં રમકડાંનો સંગ્રહ ઘરમાં કરવો એ દ્રવ્યનો ખોટો ઉપયોગ
કર્યો કહેવાય. છોકરાંને રમવા સારૂ તથા મનરંજનને માટે
જોઈએ તો ધાતુનાં તથા લાકડાનાં ટકાઉ અને ખપ જોગ ર-
મકડાં ખરીદવાં, પણ તેમાં ઘણો ખર્ચ કરવો નહિ. આ
પણ એક અગત્યની કરકસર છે. મેળાઓમાં ઘણી જાત-
નાં માટીનાં રમકડાં વેચાય છે તે સહેજ વારમાં ભાગી તૂટી

જઇ નકામાં થાય છે; અને ઘણીવાર એમ પણ બને છે કે જે છોકરાને ખુશી કરવાને એવાં રમકડાં લીધાં હોય તેજ છોકરૂં રસ્તામાં રમકડાં ભાગી જવાથી દિલગીર થાય છે. માટે એવો ખોટો ખર્ચ કરવાથી દૂર રહેવું એમાંજ સુખ છે.

એજ પ્રમાણે વાસણની બાબતમાં પણ વિચારવાનું છે. કાચનાં તથા માટીનાં વાસણ જોઇએ તે કરતાં વધારે રાખવાથી ઘણી ખોટ ખમવી પડે છે. એવાં વાસણો જલદી ભાગી તૂટી જઈ નકામાં થાય છે અને તેને બદલે બીજાં નવાં લેવાની જરૂર પડે છે, તેથી પુષ્કળ પૈસા ખરચતાં થોડું કામ થાય છે. તેને બદલે તાંબા પિત્તળ વગેરે ધાતુનાં વાસણ રાખ્યાં હોય તો તે ઘણા દિવસ ટકે અને ભાગે ત્યારે પણ તેના કૂટની કીમત ઉપજે, તેથી ઘણો બચાવ થાય. આ કરકસર આપણા લોકો મૂળથી સમજે છે; પણ હાલમાં અંગ્રેજ લોકોના દેખાદેખી ભપકો મારવાને ઘણા માણસો કાચનાં વાસણ વાપરતાં શીખ્યા છે. એવા માણસોએ ખોટા ઢોંગ છોડી દેઈ યોગ્ય કરકસર કરવા તરફ ધ્યાન આપવું જોઇએ.

ન્યાત વરામાં એક બીજાની દેખાદેખીથી લોકો ઘણા પૈસા ઉડાવે છે, તેમાં પણ કરકસર કરવાની જરૂર છે. ઘણા આબરૂદાર અને શ્રીમંત માણસો ફૂલણજી થઈ ન્યાત વરા કરવામાં પાયમાલ થઈ ગયા છે. પેટે પાટા બાંધીને તથા છેક કંજુસાઈથી ખર્ચ ચલાવીને બે પૈસા ભેગા કર્યા હોય, તે એક વખતના ન્યાતના ખર્ચમાં પૂરા કરી નાંખેછે. ઘણા હિંદુઓને એમ કહેતા સાંભળીએ છીએ કે, લોકોમાં સારા કહેવડાવવાને તથા છોકરાંને વિદ્યા ભણાવી સુખી કરવાને પૈસા ખર્ચીએ તેમાં શો શુકરવાર થવાનો હતો! ઘેર આવ્યું ખર્ચ આબરૂ પ્રમાણે થાય ત્યારે શોભા ગણાય; શ-

રીરે ગમે તેટલું દુઃખ વેઠીએ અને છોકરાંને ગમે તો ઢોર જેવાં રહેવા દઇએ, પણ અવસર આવ્યે ન્યાતવરા સારા કરીએ તો અમારો આબરૂ રહે. આવી ખોટી મોટાઈનો નાશ થવાની જરૂર છે. થોડા ઘણા માણસો એ ભૂંડા ચાલને ધિક્કારનારા થયા છે; પણ તેમાં તેમના એકલાથી સુધારો થાય તેમ નથી. એ કામ કરવાને દરેક ન્યાતના લોકોએ પોતપોતાનામાં સંપ કરી બંદોબસ્ત બાંધવા જોઈએ, અને વાજબી જણાય તે પ્રમાણે ગજા માફક વરા કરવાનો ઠરાવ કરી બાકીના તમામ બંધ કરવા જોઇએ. એથી દ્રવ્યનો ઘણો બચાવ થશે, અને તેના યોગે ભંડોળમાં સારો વધારો થવાથી ઘણા લાભ મેળવી શકાશે. આ કરકસર કાંઈ જેવી તેવો નથી, પણ ઘણીજ અગત્યની અને દરેક માણસે લક્ષમાં લેવા જેવી છે.

એ રીતે દરેક કામમાં થોડો થોડો બચાવ કરતા રહીએ તો એકંદરે મોટી રકમ ભેગી થાય અને તેથી ઘણા લાભ તથા સુખ મેળવી શકાય. માટે નાની રકમના પણ અવગણના કરવી નહિ.

હવે એવી નાની રકમો બચે તેનું શું કરવું-ક્યાં રાખવી- તે વિષે વિભાગ ૪ થામાં લખ્યું છે.



# વિભાગ ૨ જો.

## खेडुतोने नाणां संग्रह करवानी जरुर तथा ते करवाना उपाय.

### प्रकरण १ लुं.

### *ખેડુતોની સ્થિતિ.

ગૂજરાતના ખેડુતો ઘણાખરા કણબી પાટીદાર, રજપૂત, કોળી (તળપદા, ચુંવાળીઆ, ભીલ) ચોધરા, ગામતા, બાવચા, પારસી, ભાટ, ચારણ, બ્રાહ્મણ (અનાવલા અજાચક સહિત), તપોધન, કાળટીઆ, થોડા ઘાંચી, મોચી, સોની, કાછીઆ, વહોરા, મોલેસલામ કે મૂમના, સથવારા, કુંભાર, થોડા વાણીઆ, ભાટીઆ. લવાણા. ભણુસાળી, ખોજા, મેમણ, ઢેડ, રબારી, ભરવાડ વગેરે જાતના છે.

એઓમાં ઘણાખરા કણબી પાટીદાર ઉદ્યમી, કામમાં હોંશીઆર, વિચિક્ષણ, તેમજ શાહુકાર તથા ધીરધારવાળા છે. તેમની સ્થિતિ સરાસરી મધ્યમ છે. તેઓમાં બે ત્રણ જણ ઘરના હોય તો ખેતીનું કામ સારૂં કરી સારી સ્થિતિએ પહોંચે છે. પણ એમનામાં કેટલાક ચાલ એવા નઠારા નીકળ્યા છે કે જેથી તેઓ કરજમાં ને કરજમાં ડૂબ્યા રહે છે. તેમાં મુખ્યત્વે કરીને બાઇડી પરણવાનો તથા નાતરૂં કરવાનો ખર્ચ રૂ૫૦૦)થી માંડીને રૂ૨૦૦૦) સુધીનો કરવો પડે છે. આશરે ૫૦ વરસ ઉપર એમ નહોતું. સર્વે પોત પોતાના ગજા પ્રમાણે ખર્ચ કરી લગ્ન કે નાતરૂં કરતા તેથી કરજમાં ડૂબ્યા રહેતા નહોતા. બીજો ચાલ એ પડયો છે કે

*ખેડુત એટલે જે લોકો ખેતી કરે છે તે.

પોતપોતાના બાપ દાદાની જમીનમાંજ ખેડવું.તેથી વંશ વિસ્તાર પામેથી જમીનના હિસ્સા બહુ પડી ગયા અને તેટલામાં નીભાવ કરવો એ મુષ્કેલ થઈ પડયું. તેમ બીજી જમીન સાંથે લેવાને તેઓ તૈયાર હોય પણ પોતાના ગામમાં તે મળી શકતી નથી, અને જ્યાં મળે ત્યાં તેઓ જતા નથી. આ બીજો ચાલ તેમની સ્થિતિ સુધારવાને ઘણો નડતર કર્તા છે.

ત્રીજો ચાલ મુઆ પાછળ બહુ ખર્ચ કરવાનો છે. બાપા કહેવડાવવાની લાલ્ચે તથા દેખાદેખી અને ચડસાચડસીથી એ માઠો ચાલ દિનપરદિન વધતો જાયછે. તેમજ લગ્ન પ્રયોજનના શુભ ટાણામાં પણ ઉધળો ખર્ચ તેઓ કરવા લાગ્યા છે. એ બે ભારે ખરચાળા ચાલના ભોગ બની ઘણા વતનદાર કણબીઓ છેક દીન દશાએ પહોંચ્યા છે. ચોથો ચાલ અફીણ વગેરે નીશો કરવાનો છે. તે અસલના વારાથી ચાલતો આવે છે. દરેક શુભાશુભ અવસરે રાવણાં બેસાડી કસુંબા પાણી કર્યા સિવાય તેમને ચાલતું નથી. એ રીતે ખર્ચ વધ્યું અને કમાણી ઓછી થઈ, ભાઈએ ભાગ પડયા, જમીનમાંથી કસ ઘટયો તે પૂરવાની શક્તિ ન હોવાથી પાક કમી થવા લાગ્યા, ઢોર નબળાં પડયાં, અને ખર્ચ તો જેમનું તેમ રહ્યું; તેથી વખતે કરજ કરવાની જરૂર પડી, અને તેના બ્યાજમાં ડૂબવા લાગ્યા. એટલું સારૂં છે કે ગૂજરાતના કણબીઓની શાખ છે તેથી તેમને કરજે નાણાં મળે છે. આશરે ૨૦ વરસ થયાં તુલના (અનાજ વગેરેના) ભાવ સારા એટલે પ્રથમના વર્ષો કરતાં બમણા ત્રમણા આવે છે, તોપણ ઉપર લખેલાં કારણોને લીધે તેમની સ્થિતિ સુધરી શકતી નથી.

કણબીથી ઉતરતી પંક્તિના ખેડુતો રજપૂત છે. એ લોક કણબીના જેવા ઉધમી તથા વિચિક્ષણ નથી. તેઓ

અફીણના નીશા સાથે દારૂના વ્યસની બહુ થયા, તેથી ઉ-ધમ અને સાહસમાં પાછા હઠતા ગયા, તેને લીધે પેદાશ ક-રવામાં પણ પાછા હઠયા. તેમજ શુભાશુભ ખર્ચમાં ત-થા કન્યા પરણાવવામાં કણબીઓ કરતાં તે વધારે ખર્ચાળા, તથા ભાટ, ચારણો, મીર, ભાંડ, ભવાયા અને ઢાઢીઓનાં વ-ખાણથી ફૂલાઈ કે તેમનાથી ડરી† ખોટી બડાઈ માટે પૈસા ઉડાવી નાખનારા; તેથી કરજદાર વધારે, તથા ઓછી સારી સ્થિતિના છે. એમાંના ઘણાકને ગરાસની, ઈનામી, કે પો-તાના બાપદાદાના હિસ્સાની જમીન નકરી મળેલી હોય છે, અને સરકાર દરબારને કણબીઓની પેઠે વજે ભરવું પડતું નથી; તે છતાં પણ કણબી જેવી સ્થિતિમાં તેઓ નથી. આળસનો દુર્ગુણ એમનામાં ઘણો છે.

કોળીઓમાં તળપદા કોળીઓની સ્થિતિ ઘણીખરી કણબીના જેવી છે. પણ તેઓ દારૂ તાડીના વ્યસની તેથી ઓછા ઉધમી, તથા ઓછા ધીરધારવાળા, માટે તેટલી સ્થિ-તિ ઉતરતી કહીએ તો ચાલે. અમદાવાદ જીલ્લાના વીર-મગામ પ્રગણાના ચુંવાળ ભાગના રહેવાશી કોળીઓ ચું-વાળીઆ કહેવાય છે. એઓમાં ૪ ભાગે ૪૪ ગામ ઇનામમાં

†રજપૂત ગરાશીઆ વગેરે લોકોને ત્યાં ભાટ ચારણ તથા ભાંડ ભવાયા વગેરે માગણ માગવા જાય ત્યારે તેમને ખુશી ક-રવા પડેછે. કારણ કે જો એમ ના કરે તો એ માગણ લો-ક ભૂંડું બોલી કે ચાડીઓ બાંધીને ગામે ગામ ફજેતી કરે એવી દહેશત રાખવામાં આવે છે. કેટલાક અનાડી ભાંડ વગેરે એમ કરે છે પણ ખરા. આથી ગમે તે પ્રકારે એ માગણોને ખુશી કરી પોતાના જશ ગવડાવવાને રજપૂતો વગેરે દરબાર, ઠાકોર કે બાપા કહેવાતા લોકો બહુ ખા-એશ રાખે છે.

મળેલાં હાલ છે, તથા બીજા પણ કેટલાક ગામના ધણી છે. પનાર ગામનો કોળી ઠાકરડો એ ભાગમાં નથી. એજ ગામમાં તથા તેની આસપાસના ગામોમાં ઘણી ખરી વસ્તી કોળીઓની હતી, પણ હાલમાં તેઓની સ્થિતિ રજપૂતો પ્રમાણે નબળી થવાથી કણબીઓ તથા વાણીઆ જમીનના માલિક થઈ પડયા છે. ઇનામદાર ઠાકરડાઓ દેવાદાર થયા, અને વાણીઆ, કણબીઓ, તથા સોનીઓ તેમની જમીન વડે પૈસાદાર થયા. એ ચુંવાળીઆ કોળીઓ એમ સમજે છે કે અમે રજપૂત વંશના સૂર્ય-ચંદ્ર-વંશી છીએ. એ વાત ખરી હોય કે ખોટી, પણ એમનો રિવાજ સઘળો રજપૂતોના જેવો છે, તેથી તેમની સ્થિતિ પણ રજપૂતોને મળતી છે. ફરક માત્ર એટલોજ છે કે એ ચુંવાળીઆ કોળીઓ જ્યારે કરજમાં ડૂબી ગયા હોય ત્યારે ખેતી કરવાનું કામ મૂકીદેઈ, આસપાસ ૧૦૦-૧૫૦ ગાઉ સૂધી ચોરીઓ કરવાનો ધંધો કરેછે, અને લોકોમાં ત્રાસ વરતાવી તથા સરકાર દરબારને બહુ મહેનતમાં નાખી, નહિ ઘરના ને નહિ ઘાટના જેવા થઈ જઈ વગર મોતે મરણ પામે છે. કેટલાક ચુંવાળીઆ કોળીઓ તો ઘરબાર છોડી મોસમ વખતે બહાર ગામ મજુરી કરવા જઈ ત્યાં ઉદર પોષણ કરેછે.

ભીલ કોળીઓની વસ્તી ઘણીખરી ડુંગરાળ મૂલકમાં છે. જેવાકે વાંસદા, ધરમપુર, માંડવી, સોનગઢ, વ્યારા, બુહારી, મહુવા, નાંદોદ, બારીઆ, છોટાઉદેપુર, વાડાશીનોર, સુંથ, રામપુર, નારૂકોટ, લુણાવાડા, મોડાસા, ઇડર, આંબલીઆરા, પોલ, સાઠંબા, માલપુર, મગોડી, દાંતા, મેઢાસણા વગેરે પ્રગણામાં તથા સ્વસ્થાનોમાં છે. તેઓ ખાવા જેટલું ધાન્ય નીપજાવેછે, અને વખતે વખતે ચોરીઓ કરી ગુજારો ચલાવે છે, તથા

શિકાર ઉપર પણ રહેછે. તેમની સ્થિતિ દયા ઉપજાવે તેવી છે. ઘણાઓને તો અંન્ન વસ્ત્ર વિના પણ સાંસા પડે છે. તેઓ રાહદારી મુસાફર પાસેથી ચોકીની અગર વળાવા-ભોમીયા, વરતણીઆ—ની જુજ રકમ મળે તેપર અગર વનફળ ખાઈ ગુજારો કરેછે. એઓમાંના મહિકાંઠાના ડુંગરી ભીલોમાં કોઈએ કોઈનું ખુન કર્યું હોય તો રૂપિઆ ત્રણસો તે ખુની પાસેથી જેનું ખુન થયું હોય તેનાં સગાંને સરકાર અપાવેછે, અને તેમનું મન મનાવેછે, એવી તેમનામાં માણસના જીવની કીમત છે; અર્થાત્ એ લોકો ભૂખમરો પડયાથી સહેજમાં મરી જાયછે તો રૂ.૩૦૦)ની રકમ જીવની કીમતમાં ઓછી નથી એમ તેઓ સમજે છે. નાયેકડા પણ એજ કોળી જાતમાં ગણવા જેવાછે. તેઓ દાહોદ, ઝાલોદ, નારૂકોટ વગેરે રેવાકાંઠા તથા પંચમહાલમાંના ડુંગરાળ મૂલકમાં રહેછે, અને ભીલની પેઠે થોડી ખેતી કરી તથા વનફળખાઈ કે ચોરીઓ કરી ગુજારો કરેછે. ઓઢવા પહેરવાનાં વસ્ત્ર વગેરેની તંગીને લીધે શીઆળાના દિવસમાં તેઓ તાપણાં કરીને ટાઢ મટાડે છે.

ચોધરા, ગામતા, બાવચા, ઘોડીઆ એઓની વસ્તી ઘણીખરી ડુંગરોની કઢણ અગર ધારની આસપાસ છે. ધરમપુર, વાંસદા, માંડવી, સોનગઢ, નાંદોદ, ગોધરા, વગેરે ઠેકાણે તે જોવામાં આવેછે. એ લોકો ખેતી કરી પોતાનો ગુજારો કરેછે. તેમાં ચોધરા તથા ગામતા સારી સ્થિતિમાં છે. તેઓ કણબીને મળતા છે, પણ દારૂ તાડી બહુ પીએછે તેથી ઓછા ઉદ્યમી છે. તેમનાં ખેતીનાં ઓજાર તથા ઢોર નબળાં હોયછે. ઘોડીઆમાં કેટલાક ખેતીનો, કેટલાક લકકડ કાપી વેચવાનો, અને કેટલાક જંગલમાંનાં પશુ પક્ષીઓના શિકારનો તથા મજુરીનો ધંધો કરેછે. બાવચા મ-

જુરી કરી પેટ ભરેછે. તેઓની સ્થિતિ ચોધરા, ગામતા અને ધોડીઆની સ્થિતિથી બહુ નબળી છે.

ભાટ ચારણો કવિતા કરી અગર ગાઈ, પાટીદાર, રજપૂત, ગરાશીઆ, કોળી ઠાકરડાઓ, તથા રાજા રજવાડાઓની કીર્તિ ગજાવનારા છે. એમને ધણીખરી જમીન ઇનામી મળેલી હોયછે. તેઓ ખેતી કરેછે પણ અફીણનું વ્યસન તેમને જબરૂં પડયું હોયછે, તેથી તેમના પગ ઢીલા, ગાત્ર શિથીલ અને ઊંઘ અગર ઝોકાં ભારે, એટલે ખેતીમાં તેમનાથી મહેનત કરાતી નથી, અને રજપૂતો તથા ચુંવાળીઆ કોળીઓની પેઠે તેમની જમીન કણબી તથા વાણીઆઓને ત્યાં ડૂલી જાય છે. ચારણો ખેતી સાથે વણજારનો વેપાર કરે છે, પણ હવે ઠામ ઠામ રેલવે થયાથી તે પડી ભાગવા માંડયો છે. મીર લોકો ગાઈને કે વાતો કરીને, તથા પાટીદાર, કણબી, રજપૂત, ગરાશીઆ, કોળી ઠાકરડા વગેરેને ત્યાં ખાવાનું રાંધેલું અંન માગીને ગુજારો કરે છે. એમની સ્થિતિ ભાટ ચારણોથી ઘણી નબળી છે.

પારસીઓમાં થોડાજ ખેતી કરનારા છે. તેમનો મોટો ભાગ વેપારી છે, તથા મુંબાઇમાં અને બીજે ઠેકાણે ચાકરીનો ધંધો કરે છે. જે ખેતી કરનારા છે તેઓ સુરત તથા ભરૂચ જીલ્લામાં વસેછે અને બહોળી ખેતી કરે છે. તેઓ સાથી રાખીને ખેતી કરાવે છે અને તેઓની સ્થિતિ સારી છે. વળી તેઓમાંના કેટલાક દારૂ તાડીનો વેપાર પણ કરેછે. પરંતુ હવે દારૂ તાડીને વાસ્તે આબકારી કાયદાથી પ્રતિબંધ થયો છે, અને ફ્રુડવાળાનેજ તે વેચવાની છૂટ છે, તેથી એ ધંધો ભાગી પડે એમ લાગે છે.

બ્રાહ્મણ ખેડુતની જાતમાં અનાવલા ( ભાઠેલા) મુખ્ય છે. તેમાં અજાચક એટલે ભીખ માગવાનો ધંધો તે-

ઓને વરજીત છે, માટે તેઓનો મોટો ભાગ ખેતી કરે છે. તેઓ કણબીઓની પેઠે ઉદ્યમી, નિર્વ્યસની તથા સાહસિક છે, અને તેઓની સ્થિતિ સારી છે. પણ તેઓ કણબીથી વધારે અહંકારી તથા બડાઇવાળા છે, તેથી લગ્ન અને બારમાં વગેરે શુભાશુભ કૃત્યમાં બહુ ખર્ચ કરી તારાજ થઈ જાય છે. બીજા બ્રાહ્મણોમાં થોડા થોડા ગામડીઆ બ્રાહ્મણો ખેતીનો ધંધો કરે છે. પણ તેઓને કન્યાની બહુ અછત એટલે એવા કામમાં બહુ પૈસા ખર્ચી નિર્ધન થઈ જાય છે, તેથી તેઓની સ્થિતિ બહુ સારી નથી.

તપોધન, કાળટીઆ, ઘાંચી, મોચી, સોની, કાછીઆ, કુંભાર, સથવારા, વાણીઆ, ભાટીઆ, લુવાણા, ભણશાલી, ખોજા, મેમણ, રબારી, ભરવાડ એ લોકો પોતાની ન્યાતનો વેપારનો તથા ખેતીનો એમ બે ત્રણ ધંધા કરે છે, તેથી તેઓ ખેતી ઉપર બરોબર ચિત્ત લગાડી શકતા નથી. તેઓ હાળીને કે સગાને ખેતરનું કામ સોંપે છે, તેથી ખેતીમાં જે રળવું જોઇએ તે રળાતું નથી, પણ ઉલટો ખોટ જાય છે. તેથી તેમની સ્થિતિ સારી નથી.

વહોરા, (મુખ્યત્વે કરીને ભરૂચ જીલ્લાના) અને મોલેસલામ ખેતી ઉપર પોતાનો નિર્વાહ કરનારા છે, અને તેઓ બીજા કરતાં સુખી સ્થીતિમાં છે.

---

## प्रकरण २ जुं.

### ખેતી કરનારાઓને નાણાં સંગ્રહ કરવાની જરૂર છે તેનાં કારણ.

૧. પ્રથમ તો તેમને જમીન ખેડવાનાં ઓજાર જોઈએ; જેવાં કે હળ, નાડી, ધુંસરી, કોશ ઇત્યાદિ. તેમજ ખાતર,

વાવણી કરવાનાં બી, પાકેલું ધાન્ય, સાંઠા, સાંઠીઓ, પરાળ, ગોતર, કુંવળ વગેરે લઇજવા લાવવા માટે ગાડું, અને તે ગાડે, ખળે, અને કોસે જોડવા માટે બળદો જોઇએ, એ સર્વેને માટે પ્રથમ નાણાંની જરૂર છે.

જેને ૨૦ એકર જમીન ખેડવી હોય તેને કેટલા નાણાંની જરૂર છે તેનો અડસટ્ટો કાઢીએ.

એક હળ, અને તેની સાથેનાં બીજાં હથીઆરો, જેવાં કે વાવણી કરવાનાં, લણવાનાં, પાણીપાવાનાં, નીંદવાનાં, ઢેપાં ભાગવાનાં, ભૂકો ઝીણો કરવાનાં, ચાળવાનાં, ચાશવાનાં ઇત્યાદિના આસરે ૬૦ રૂપિઆ જોઇએ.

એક ગાડાને વાસ્તે ૫૦ રૂપિઆ જોઈએ.

એક જોડી બળદને માટે રૂ.૧૦૦) થી ૧૫૦) સૂધી જોઇએ.

કોસ, વરત, દોરડાં, દામણ, લોઢું, લાકડું, વગેરે મળી આશરે રૂ.૫૦) નો પરચૂરણ સામન જોઇએ.

એ રીતે આશરે રૂ.૪૦૦) ઓજારના જોઇએ.

હળ, ગાડી, બળદ તથા ઓજાર રાખવા માટે ઘર અગર કોઢારૂં, તબેલો, ડેહેલું, છાપરૂં કે એવી કાંઈ આચ્છાદન વાળી જગા જોઇએ, તેના રૂપિઆ ૧૦૦ થી તે ૨૦૦ સૂધો લાગે. તેમજ પોતે તથા બઇરાં છોકરાં વગેરે જે ખેતીના કામમાં મદદ કરે તેમને રહેવાને, તથા હાળી ચાકર જેની હમેશ જરૂર તેમને રાખવાને, અને દાણા, ઘાસ, પરાળ વગેરે જે પાકે તે સંઘરી મૂકવાને સારૂ ઘર, છાપરૂં કે પેંજારૂં જોઇએ, તેના રૂપિઆ ૨૦૦ થી ૩૦૦ સૂધી ખર્ચ થાય.

એ રીતે ઘર પાછળ નીદાન રૂ.૩૦૦ થી ૫૦૦ સૂધી ખર્ચ થાય.

બીજું પરચૂરણ ખર્ચ, જેવું કે વાસણકૂસણ, કોઠી કોઠાર, પાલાં, ઇત્યાદિનું આશરે રૂ૧૦૦) સુધી થાય.

વળી હાળીને અગાઉથી રૂ૫૦) થી ૧૫૦) સુધી આપવા પડેછે, ત્યારે તે ચાકરી કરવા બંધાય છે.

એ રીતે મંડાણ એટલે આરંભ કરવાનો ખર્ચ, જે વગર ચાલેજ નહિ, તે થતાં આશરે રૂ.૧૦૦૦) જોઈએ. તેને માટે કરજ કરવું પડે તો તે કરવું, કેમકે તે બદલ માલ ઘરમાં રહેછે.

૨. હવે ખેતાનો આરંભ કરતાં દર વરસે ખર્ચ થાય તેની વિગત.

૧. ખેતરમાં ખૂંટડા, દાભડો, ઇત્યાદિ હોય તે કાઢી નાંખવાને રૂ.૭) થી ૧૦) સુધી.
૨. ખાતર પુંજાના રૂ. ૫) થી ૨૫) સુધી.
૩. બળદ ૨ નો દરવરસે ખોરાકી ખર્ચ રૂ.૧૦૦).
૪. પોતાનો તથા હાળી અને બાઈડીનો ખાધા ખર્ચ રૂ.૧૫૦).
૫. બીનો ખર્ચ રૂ.'૨૦) થી ૫૦) સુધી.
૬. નીંદવાનો ખર્ચ રૂ.૧૦૦).
૭. રખાનો (ચોકીઆટનો) ખર્ચ રૂ.૨૦).
૮. લાવણી કરવાનો, જમીન ખેડવાનો, વાવણી કરવાનો, ખોદવાનો, ઉપણવાનો, મજુરો વગેરેનો ખર્ચ રૂ.૪૦) સુધી.
૯. પોતાને તથા હાળી અને તેની વહુને રાંધી જમાડવા માટે માણસ જોઇએ તેનો ખર્ચ રૂ.૬૦).
૧૦. સરકારનું મહેસૂલ રૂ.૫૦) થી ૧૫૦) સુધી.
૧૧. પરચૂરણ ખર્ચ રૂ.૨૦).
૧૨. ભાગ્યું તૂટયું સમારવાનો ખર્ચ રૂ.૨૦).
૧૩. દશ વરસે બળદની જોડી બીજી લેવી પડે તેના સરેરાસ વરસ ૧ ના રૂ.૧૫).

૧૪. મંડાણુ ખર્ચનું વ્યાજ રૂ.૭૫).

એ રીતે ૨૦ એકર જમીન ખેડવાનો ખર્ચ આશરે રૂ.૬૭૫) દર વરસે લાગે, તે ખેતીની પેદાશમાંથી કાઢવો જોઇએ.

હવે પેદાશની વિગત.

૧. ૨૦ એકર જમીનમાં સારૂં વરસ હોય તો ૮૦૦ મણ તુલ થાય અને નબળું વરસ હોય તો કાંઈ નહિ, તેથી સરેરાસ ૪૦૦ મણની ગણીએ; અને દર મણની કીમત રૂ.૧)ની ગણીએ તો રૂ.૪૦૦) થાય.

૨. પરાળ, પુંજો, કડબ, સાંઠા, ચીમડી, ઘાસ, ગોતર, વગેરેના વેચાણના રૂ.૧૦૦).

૩. છાણાં, છાણ, અને ખાતર વગેરેના રૂ.૨૫).

૪. ગાડી બળદ ભાડે લઈ જાય (નવરાશને વખતે) તેની ઉપજ રૂ.૬૦).

૫. પરચૂરણ બીજી ઉપજ રૂ.૪૦).

૬. કુવેતર અગર બીજું તુલ થાય તો તેની પેદાશ રૂ.૭૫) થી ૧૦૦). (ખર્ચ જતાં આશરે રૂ.૭૫)થી ૧૦૦) સૂધી બચે છે.)

એ રીતે જોતાં તેની વરસની ઉપજ તથા ખર્ચ સમતોલ થાયછે. પોતાની તથા ઘરનાં માણસની મજુરી બદલ તે ખાધાખર્ચ વસ્ત્ર ઇત્યાદિ કાઢે છે, પણ સિલિક કંઈ રહે એવું લાગતું નથી.

કોઈ વરસ સવળું આવે તો કાંઈ સંઘરો કરી શકે, તેને બદલે કોઈ વરસ નબળું આવે ત્યારે ગાઠનું ખર્ચ કરવું પડે, તેથી આખરે સમતોલ થઈ રૂ.૭૫)ને આશરે બચે. આથી તેઓ બીજી પેદાશ કરવાનો ઉપાય શોધેછે; તે એ કે, બે ચાર ભેંશો રાખી તેમના દૂધ ઘીનો વેપાર કરેછે.

હવે એ બે ભેંશોનો ખાધાખર્ચ તથા ખાણનો ખર્ચ દર વરસે રૂ. ૧૦૦) થાય, અને ભેંશ લેવાનો ખર્ચ દરવરસે

સરેરાસ રૂ.૨૦) થાય. તે સિવાય વ્યાજના તથા ઘસારાના રૂ૨૦)થાય. એ પ્રમાણે ખર્ચના બદલામાં પેદાશ નીચે પ્રમાણે–

ઘીની પેદાશ દરવરસે રૂ.૧૨૦).

દૂધ, દહીં, છાશ, અને માખણની પેદાશ(ઘી જતાં) રૂ૫૦).

છાણુ ખાતર વગેરેની ઉપજ રૂ.૧૫).

ભેંશને પાડી કે પાડો થાય તેની ઉપજ સરેરાસ વરસ ૧ ની રૂ.૨૦).

એ રીતે એક જોડી ભેંશનું ખર્ચ જતાં રૂ.૬૦) નો બચાવ થાય, તથા ખેતીમાંથી રૂ.૭૫) બચે, તે મળી કુલ રૂ૧૩૫)નો દરવરસે સંગ્રહ થાય.

પણુ એ સઘળા કામમાં મદદ કરવા માટે તથા પ્રજોત્પત્તિ થવા સારૂ તે (ખેડુત) પરણવાની ઇચ્છા રાખેછે. એ વાત તો નક્કી છે કે ખેડુતની બાઈડીઓ તેમના પુરૂષના કામમાં જેટલી મદદ કરેછે, તેટલી મદદ બીજા કોઈ ધંધારથી વર્ગની સ્ત્રીઓ કરી શકતી નથી. ઘરનો ખટલો ચલાવવામાં, હાળી હાળેણને તથા ધણીને રોટલા કરી આપવામાં, ઢોરની સંભાળ રાખવામાં, ખેતરમાંથી ઘાસ કાપી લાવવામાં, દૂધ ઘી વગેરે કરવામાં તથા તે વેચવામાં, પોતાનો ધણી તથા બીજા મજુર જે ખેતરમાં કામે ગયા હોય તેમને ખાવા માટે ભાત× લેઈ જવામાં, વગેરે ઘણા કામમાં ખેડુતના સ્ત્રીઓ ખબડદારીથી મચી રહેછે.

એ પ્રમાણે ખેડુતને તેની સ્ત્રી ઘણી મદદગાર થઈ પડેછે વાસ્તે તે પરણે છે અગર નાતરૂં ‡ કરેછે. પણ ખેડુતોને કન્યા જોઇતી મળતી નથી, તેથી બેન હોય તો તેને

×ખેતરમાં કામે ગએલા માણસોને માટે ખાવાનું લેઈ જાય છે, તેને ગામડામાં ભાત કહે છે. ‡એક વખત પરણેલો હોય તેનાથી નાતરૂં થઇ શકે, કુંવારાથી ના થાય. આ હરકત ટાળવાને માટેજ કૈડવા કણબી ફૂલને દડે છોકરાં પરણાવે છે.

સાટે અથવા પાકયે* પેટું લખી આપીને કે પૈસા ખર્ચી-ને પરણેછે. એ ખર્ચના રૂ.૫૦૦) થી ઓછા થતા નથી તેથી તેને કરજ કરવું પડેછે. પ્રથમ મંડાણનું કરજ રૂ.૧૦૦૦)નું હોય તેમાં આ રૂ.૫૦૦) થી ૧૦૦૦) સૂધી થાય તે મળી દોઢથી બે હજાર રૂપિઆનું દેવું થાય, એટલે તેના વ્યાજમાં ઉપર જણાવેલો સંગ્રહ તો ખેંચાઇ જાય અને જમા ખર્ચ બરાબર થઈ રહે; પણ જો કરકસરથી ખર્ચ કરે તો દર વરસે ચાલુ ખર્ચ (વ્યાજ સુદ્ધાં) કાઢતાં રૂ.૧૦૦ બચાવી શકે. અને તે બચાવવા પણ જોઈએ. સંવત્ ૧૮૧૯–૨૦ થી ૨૨ સૂધીના વરસોમાં રૂના તથા ધાન્યના ભાવ બહુ ચઢયા હતા તે વખતે ખેડુતોએ સારી રીતે નાણાનો સંગ્રહ કર્યો હતો. એ વરસમાં તેમને સૂપડે અને ઊંડળે રૂપિઓ ઉપ-જતો પણ તેવામાં તેમણે લગ્ન વગેરેમાં ઉધળો ખર્ચ ક-ર્યો અને સંગ્રહ કરેલું ઘણુંખરૂં નાણું ખોઈ બેઠા; એટલુંજ નહિ, પણ ગયાં બે ત્રણ વરસ દુકાળ જેવાં ગયાં તેમાં ક-રજદાર થઈ ગયા. તોપણ ગૂજરાતના ખેડુતોની સ્થિતિ દક્ષિણના ખેડુતોથી સારી છે. તેઓ ખાતા પીતા છે, અને તેમને શાહુકાર સાથે ધીરધાર હજુ સારી છે. તેઓને ૧૨ આનાની તેરીખે (વ્યાજે) નાણાં ધીરનારા મળે છે. પણ તેઓ કંઇક ભોળા તથા જાડી બુદ્ધિના છે. દાણાનો તો તે-મને હિસાબજ નહિ. શાહુકાર મણના સવા મણ લઈ જાય અગર મણના ભાવનું હોય તે સવા મણ લઈ જાય તે વા-તની ફિકર તેઓ રાખતા નથી, તેથી કરજમાંથી છૂટતા નથી. હાલ કેળવણીનો પ્રસાર થવા માંડયો છે તેથી ગા-

*સાટે કન્યા આપવાની ના હોય ત્યારે એવો કરાર લખી આપે છે કે પરણનાર કન્યાને છોકરી થાય તે સા-ટામાં આપવી. આને પાકયે પેટું લખી આપ્યું કહે છે.

મડાના ખેડુતો પણ કાંઇક પક્કા થવા માંડયા છે; તો પણ હજુ ઘણો ભાગ સાતવીશી સો ગણે એવો છે.

## પ્રકરણ ૨ જું.

### ખેડુતોને ધીરનારની જરૂર.

પાછલા પ્રકરણમાં કહી ગયા કે ખેડુતોના અજ્ઞાન તથા ભોળપણનો લાભ લેઈને તેમને નાણાં ધીરનાર શાહુકાર લોકો તેમની ઘણીખરી કમાઈ લેઈ જાય છે. માટે એ અન્યાય થતો અટકાવવાને સરકારે તેઓને ધીરવા માટે બેંક (પેઢી) કાઢવી જોઇએ. સરકારને ૪ ટકાના વ્યાજે જોઇએ એટલાં નાણાં મળે છે તો ખેડુ લોકો પાસેથી ૬ ટકાથી વધારે વ્યાજ ન લેવું, અને દર વરસનું દેવું વ્યાજ સુદ્ધાં તેમની જમીનની પેદાશમાંથી હફ્તે હફ્તે વિઘોટીની સાથે વસૂલ કરી લેવું. એ પ્રમાણે કરવાથી તેઓ શાહુકારના જૂલમમાંથી છૂટા થશે. સરકાર બેંક ન કાઢે તો કંપનીઓને બાંહેધરી આપી તેમની પાસે કઢાવવી, તો ઘણી કંપનીઓ તે કામ ખુશીથી ઉપાડી લેશે. કંપનીઓને આપવાની બાંહેધરા એટલીજ કે જેને નાણાં ધીર્યાં હોય તેની ખેતીમાં જે પાક્યું હોય તેમાંથી સરકારની વિઘોટી લેતાં જે બાકી રહે તેમાંથી કંપનીની બેંકનું લેણું સરકાર પોતાના હફ્તા સાથે વસૂલ કરી આપે. એવી બાંહેધરી આપવા કાયદો થાય તો ગરીબ ખેડુતો કરજમાં ડૂબી જતા અટકે. કંપની સિવાય બીજા શાહુકાર પાસેથી જે નાણાં ખેડુતો કરજે કાઢે, તે સરકારનું મહેસૂલ અને કંપનીનું લેણું પૂરેપૂરું પત્યા સિવાય આપવા દેવાં નહિ, તથા વ્યાજ પણ બેંકના કરતાં વધારે ન અપાવવું; એટલે તેઓ ધીરતા બંધ થશે, તેથી બીજે લગન પ્રયોજનનો ઉપ-

જો ખર્ચ ખેડુતો કરશે નહિ, અને તેવા ખર્ચને માટે કંપની નાણું ધીરશે નહિ, તેથી ઉગારો સારો થશે. માટે સરકારે બેંક કરવી અગર કંપનીને બેંક કરવાને બાંહેધરી આપવી.

## प्रकरण ४ थुं.

### ખેડુતોને ઉપદેશ.

અહો ખેડુતો, તમે મહેનત કરશો તો તમારા કુટુમ્બના ભરણ પોષણ જોગું પેદા કરશો તથા વધારે કમાણી પણ કરશો. તમે ઉધળો ખર્ચ ન કરો. તમારી દીકરી બીજાને દો અને તેની દીકરી તમારે ત્યાં લાવો એટલે લગ્ન કરવામાં બહુ પૈસા ખર્ચવા નહિ પડે.‡ કરકસર કરીને પૈસાનો સંગ્રહ કરો. તમારા ખેતરમાં અગર શેઢાપર ફળાઉ ઝાડ રોપો, તો તેનાં ફળની તમને સારી પેદાશ થશે. નવસારી ગણદેવીના તથા ધોળકા પ્રગણાના અને ખેડા જીલ્લાના લોકો કેટલાંક ફળાઉ ઝાડ ઉછેરે તથા વાડીઓ કરી તેની પેદાશ ખાય છે. આ દેશમાં ઋતુ નિયમિત છે, તે પણ તમને અનુકૂળ છે; એટલે દરેક રતના પાક પકવી તેમાંથી ઉપજ કરવાને તમને હરકત નડે તેમ નથી. બીજા કેટલાક દેશમાં આજે ગરમી તો કાલે વાદળાં, અને પરમદહાડે વરસાદ તો ચોથે દહાડે તોફાન, એવી રીતે રતનું ઠેકાણું નથી, તેથી ધાન્યાદિના પાકને ત્યાં ઘણી તરેહની હરકત નડે છે, તે તમને નથી નડતી. તેમાં વળી ગૂ-

‡ ઘણા માનના ભૂખ્યાઓ પુષ્કળ પૈસા ખર્ચ કરી દીકરીઓને પરણાવે છે અને દીકરાને માટે કન્યા મેળવવાને પણ તેમને પૈસા ખર્ચ થાય છે. એમ બેવડા ખર્ચથી તેઓ પાયમાલ થઈ જાય છે, પણ સાટાં કરે તો એ ખર્ચ ઘણું ઓછું થઈ જાય.

જરાત, કે જેને અંગ્રેજીમાં એક સાહેબે "હિંદુસ્તાનનો બાગ" એવું નામ આપ્યું છે, તેમાં તો સઘળા પ્રકારની સોઈ છે. ગૂજરાત જેમ હિંદુસ્તાનનો બાગ કહ્યોછે, તેમ ખેડા જીલ્લાનો ચરોતરનો ભાગ ગૂજરાતનો બાગ કહ્યો છે, અને તે ખરૂં છે. એ ભાગ સપાટ- ડુંગરા ટેકરા વગરનો- છે તથા તેની જમીન ગોરમટીની છે તેથી પાક સારો થાય છે. વળી સરકારની વિઘોટી પણ ઘણી આકરી નથી. જમીનના કસના પ્રમાણમાં એનો દર† એકર ૧ નો રૂ. ૧) થી રૂ.૭) સૂધી છે. માટે રળો અને સંગ્રહ કરો. ઘણુંકરીને બધા પ્રગણામાં આકાશીઆ* બે પાક થાય છે; પછી કોઈમાં થોડું પાણી પાવું પડે છે. પણ એકંદરે તમે મહેનત કરશો, કરકસર કરશો અને સંભાળ તથા હિસાબ રાખશો, તો તમારી પાસે નાણાંનો સંગ્રહ થશે. તમારાં છોકરાંને નિશાળે મૂકી ભણાવો, કે તે હિસાબ કિતાબ બરોબર શીખે, અને શાહુકારથી તથા સરકારી માણસોથી છેતરાઈ જાય નહિ. તેમજ ગરીબ રીચર્ડની કહેવત‡ વાંચી તે પ્રમાણે વર્તે, તો તેઓ પૈસે ટકે તથા શરીરે સુખી, અને ડાહ્યા થાય. સરકારે તમારે વાસ્તે રૂપિએ ૪ પાઈ લઈ ઘણુંકરી ગામે ગામ નિશાળો સ્થાપી છે તેનો લાભ લો. પહેલાં તમારે છોકરાને ભણાવવા સારૂ પાસેના શહેર કે કસ્બામાં મોકલવા પડતા અને ત્યાંના તમારા સગા કે ઓળખીતાને ઘેર મહા સ-

†હજી પણ વિઘોટીનો દર ઓછો કરવાની જરૂર છે.
*વરસાદના પાણીથી પાકનારા–ચોમાસા તથા શીઆળાના.
‡ એ કહેવત નીચે પ્રમાણે છે.

"He that hath a trade, hath an estate; and he that hath a calling, hath an office of profit and honour." ભાવર્થ—જેને વેપાર છે તેને જાગીર છે; અને જેને ધંધો છે, તેની પાસે આબરૂનું સ્થળ છે.

પાડે અને ખર્ચ તેમને રાખવા પડતા હતા. એ દુ:ખ હાલ મટી ગયું છે, અને ઘેર બેઠાં ગંગા આવ્યાં છે માટે તેનો લાભ જેમ લેવાય તેમ લો. છોકરો ૧૨-૧૩ વરસનો થાય ત્યાંસૂધી તેને નિશાળે મોકલી ભણાવો અને ઢોરાં ચારવા મોકલવાનો લોભ છોડી દો. તો પછી તે તમને બહુ મદદ કરશે. પણ એટલી વાત ધ્યાનમાં રાખવી કે તે ભણ્યા પછી તમારા ધંધામાંથી જતો ન રહે અગર નકામો થઈ ન જાય. ખેતીના ધંધાવાળાએ પોતાના છોકરાને ખેતીમાં નાંખવાથી જેટલો લાભ છે તેટલો બીજામાં નથી. કારણ કે એ ધંધો તેના ઘરનો હોવાથી તેમાં જોઇતાં ઓજારો, જાનવરો અને ખેતર એ સઘળું તેને સહેલાઇથી મળી શકે. વળી માબાપના અનુભવનો તથા શીખવણીનો લાભ પણ તેને મળે. માટે એ ધંધો છોડાવવો નહિ. પછી કોઈને ૪-૫ છોકરા હોય ને તેમાંના એક બેને બીજા ધંધામાં નાંખે તો ફિકર નહિ; પણ જેટલા ભણે તેટલા બધાએ પોતાનો ધંધો છોડી નોકરી જેવાં પરતંત્રતાનાં કામ કરવાં એ બહુજ ભૂડું છે. આપણામાં કહેવત છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, નફ્ટ ચાકરી ને નીદાન ભીખ." એ પ્રમાણે ખેતીનો ધંધો ઉત્તમ છે, અને તન મન દઈને મહેનત કરે તો સારા ખેડુતને એ ધંધામાં ખોટ જનાર નથી. તે સાથે ખર્ચ કરકસરથી કરે, તો પૈસા સંગ્રહ રહે એમાં પણ શક નથી. તમારા ઘરમાં દીકરી ન હોય ને સાટું આપવાનો જોગ ન બને તો પરણ્યા વગર રહો, પણ કરજ કરીને પરણતા કે પરણાવતા નહિ. તમારી ખેતીની રીતમાં સુધારો કરો. પૈષ્ટિક ખોરાક ખાઓ. તમારી તન્દુરસ્તી જાળવવા તરફ વધારે ધ્યાન રાખો. તમને અગર છોકરાંને મંદવાડ થાય તે વખતે નજીકના સરકારી કે ધ-

મોંઘા દવાખાનાના દાકતરનું અગર કોઈ સારા દેશી વૈદ્યનું ઓસડ કરો; હમણાંની માફક એ કામમાં બીન કાળજીના ના રહો. તમારાં ઢોરને સારો ખોરાક આપો, તથા હરેક રીતે તેમનું જતન કરો; એમની સારી સ્થિતિ ઉપર તમારી ખેતીનો ઘણો આધાર છે. તેમને તથા તમારે રહેવાની જગા સાફ રાખો; જુઓ, બગાઈ, ચીમોડા (ઈતરડા) અને ડાંસ વગેરે જીવજંતનો ઉપદ્રવ થવા ન દો. એમ નિયમિત રીતે ચાલવાથી તમારી દોલત વધશે. જે દોલત વધે તે સારે નિર્ભય ઠેકાણે મૂકતા જાઓ. તમારી એક ટેવ બહુ સારી છે કે દિવસે કામ કર્યા પછી રાત્રે ઘેર આવીને થાક ઉતારવા, પશીનો થયો હોય તે સાફ કરવા, તથા કપડાં મેલાં થયાં હોય તે ધોવા, તમે ઉન્હા પાણીએ નાહોછો, અને પછી ખાઓછો. કેટલાક અજ્ઞાનો થાક ઉતારવા દારૂ તાડી વગેરે પીએછે, તેથી તેના ઘેનમાં થાક જણાતો નથી, પણ એવા માદક પદાર્થોથી તેમનું શરીર હળવે હળવે બગડે છે અને પૈસાની ખરાબી થાય છે. વળી એ વ્યસન દિવસે દિવસે વધતું જાય છે અને એવું ગળે પડે છે કે અંન ખાધા વગર ચાલે પણ એ પદાર્થો પીધા વગર ચાલે નહિ. તેથી જો પોતાની પાસે પૈસા ન હોય તો કરજ કરીને પણ એ વ્યસન તેમને કરવું પડે છે. અને કદાપિ કરજે નાણાં ન મળે તો ઘરમાંની ચીજો વગેરે વેચીને અથવા ચોરી કરીને એ હરામ ચસકો પૂરો કરવો પડે છે. પછી આખરે એથી કેવી ગેરઆબરૂ થાય તે સર્વેના ધ્યાનમાં ઝટ આવશે. માટે એવા માદક પદાર્થોથી દૂર રહો તો પૈસો સંગ્રહ થશે. ખેડુ શબ્દમાં ખેતી કરનાર માળી, સથવારા, કાછીઆ–શાક કરનાર–પાનકરનાર–વગેરે જમીન ખેડનાર સર્વે આવ્યા.

# પ્રકરણ ૯ મું.

## ખેતી સુધારવાના ઉપાય.

આ દેશની ખેતી સુધારવાના ઉપાયો વિષે પંજાબનો એક અનુભવી અમલદાર નીચે પ્રમાણે લખેછે.† –"લોકો પોતાની મેળે આગળ ન પડે તથા ખેતીવાડીના લાભ માટે જે સાધનો તેમની નજર આગળ મૂકવામાં આવ્યાં હોય તેને કસવા માંડે, ત્યાંસૂધી એ કામમાં સરકારની મહેનત નિરર્થક છે. કેમકે તે કરવા માંડવામાં ખર્ચ થાયછે તે અત્રેની રૈયત પાસેથી કર લઈને કરવો પડે. તે સર્વે રૈયતના હાથનું કામ છે.

સરકાર એવા કામમાં સામાન્ય ઉશ્કેરણી કરવાની મહેનત કરવા કરતાં વધારે કાંઈ કરી શકતી નથી. તેની ઉશ્કેરણી અંગિકાર કરી તે પ્રમાણે ચાલવું એ કામ લોકોનું છે, કારણ તેઓના લાભની પરીક્ષા તેઓજ કરી જાણનારા છે. કોઈ આતુર અને હોંશવાળા જમીનદાર નવા સુધારા, નવાં ઓજાર તથા નવા વિચારને કસોટીમાં લાવવાની તજવીજ કરે, અને ધીરજથી તપાસે, તથા તેનો ઉપયોગ કરવાને ખર્ચ કરી લોકોને તેના લાભાલાભ દેખાડી આપી પ્રસિદ્ધ કરે, તો તેથી પુષ્કળ લાભ થાય. વાવ્ય ખુણાના ઇલાકામાં પાંચ છ કરોડ એકર જમીન છે. એ જમીનમાં નવા સુધારાથી જો એક એકરે એક મણ અનાજ બે વરસે વધારે પાકે એમ ગણીએ, તો તેથી ખાવાને અનાજ વધારે મળશે, અથવા ખાતાં વધશે તો વેચવાને રહેશે. તેથી ખેડુ લોકોની દોલતમાં વધારો થશે, અને દેશને પણ વધારે અન્ન ખાવા મળશે. વળી ધારો કે કૂવાનો ખર્ચ અગર

† જુન ૧૮૮૭ ના પાયોનિઅરમાંથી લીધું છે.

પાણી ઉપર લાવવાનો ખર્ચ ૨૫ ટકા ઓછો થાય તો દુકાળ-ની ધાસ્તીનો સંભવ કેટલો થોડો રહે ? આપણે નહેરો કરીને નદીનાં પાણીના ભંડાર તો કમી કરી દીધા; માટે તેને (પાણીને) વાસ્તે હવે તેના કુદરતી ઝરા તરફ વળવું, એટલે જમીનમાંથી પાણી ખેંચી કાઢવું. નીચેથી પાણી ઉપર લાવવાની રીત સુધારવાને અને થોડે ખર્ચે પાણી ઉપર આવે તેમ કરવાને લોકોએ યત્ન કરવો જોઇએ. આ દેશના ખેડુતોની પાણી ઉપર લાવવાની રીત કાંઈ ખોટી નથી; તો પણ યૂરોપ અને અમેરીકાની યંત્રવિદ્યાથી જે ઉપયોગી જણાય તે રીત પણ કરી જોવી જોઈએ. તેથી નવા વિચાર પ્રફુલ્લિત થઈ, જે પાણી નીચે અમસ્તું વહ્યાં કરેછે, અને જે લોકોની નજીક-માં છે તેનો મોટો ભંડાર મળી શકશે. એમ ધારશો નહિ કે હું સરકારના કે અંગ્રેજોના લાભને માટે બોલું છું. મારી વાત દુકાળ કમિશનના મેમ્બરોના કાન ઉપર લાવવાની મતલબ એ છે કે, મારા અંતઃકરણમાં રૈયત અથવા ખેડુતનું નિરંતર ભલું થવાની ધારણા છે, અને તેઓની સ્થિતિ તથા સુખમાં વધારો થાય એ મારી આશા તથા હેતુ છે.

તમાકુની બનાવટમાં જે સુધારો હું કરી શકયો છું તે અમેરિકન લોકોની મદદથી થયો છે. તેમાં મારો હેતુ અત્રેનો દેશી તંબાકુ યૂરોપનાં અને અત્રેનાં બજારમાં સારો ખપે તથા તેનાં નાણાં હિંદુસ્તાનમાં આવે, એજ છે. આ કામ પાર પડયું તે યૂરોપીઅનની કારીગરીથી; પણ એ કામ નાનું હતું અને એવાં નાનાં કામમાં ખેડુતની મદદની જરૂર નથી. હવે જે પ્રમાણે દેશીઓએ યૂરોપીઅનોનું જોઈને ગળીના પાકમાં તથા કારીગરીમાં સુધારો વધારો કરી લાભ મેળવવા માંડયો છે, તેજ પ્રમાણે તમાકુના કામમાં પણ પૂરો લાભ મેળવવાને કોઈ તેમને અ-

ટકાવ કરતું નથી. એવાં કામ તેઓ ઓછે ખર્ચે યૂરોપીઅનો કરતાં પણ સારી રીતે ચલાવે છે.

પણ ખેતી સુધારવાનું કામ ઘણા ખેડુતોનું છે, માટે સઘળાઓ એ કામમાં ઉશ્કેરાય અને ખરેખરી ઈચ્છા બતાવે તથા મંડયા રહે, ત્યારેજ તેની સ્થિતિ સુધરે. એક નાના સરખા ખેતરમાં સુધારો કરવો એ બહુ નાનું કામ છે; તો પણ યૂરોપિઅન ધનાઢય ખેડુતોએ જેમ ગળીમાં, તમાકુમાં, અને ચાહમાં સુધારો કરવાની આગેવાની કરી તેવી આગેવાની દેશી ધનાઢ્ય ખેડુતો કરે, એમ આશા રખાતી નથી. જો એક ખેતરમાં સુધારો થઈ લાભ દેખાય તો પછી ઘણામાં થાય. અને આપણે એકમાં ખરો ફાયદો જોઈશું તોજ આગળ પગલું ભરીશું.

પણ પહેલું પગલું ખેડુતે પોતે ભરવું, સરકારની આશા રાખવી નહિ; તો તેનું ફળ ખરૂં અને ભરોંસાદાર થશે. સરકારની આરત કાંઈ કામની નથી, કારણ કે તેમાં ખર્ચ વધારે ને ભરોંસો થોડો."

આ લખાણ ઉપર થીઓસોફિક સોસાઇટીના પ્રમુખ સાહેબે પોતાના વિચાર જણાવ્યા છે તેનો સાર નીચે પ્રમાણે.

"હમેશ ખેતીને માટે ભરતખંડ શ્રેષ્ટ દેશ છે, અને તેમાં હાલમાં તેની જુની કારીગરીના કામના ખપનો નાશ થયાથી તે વધારે તેવો (ખેતીનો) થયો છે. (મતલબ કે કારીગરોને પણ ખેતી કરવાનો વખત આવ્યો છે.) તેથી સારો વરસાદ થયો તો જીવતરની આશા અને અનાવૃષ્ટિ થઈ (દુકાળ પડયો) તો લાખોના ધાણ નીકળી જવાની ધાસ્તી ગણાય છે. અન્નનો કે પૈસાનો સંગ્રહ કરી રાખવો એ કામ અશકય થઈ પડયું છે, કેમકે રૈયતપર કરનો માર મોટો છે. શાહુકારે નીચોવી નાખેલા ખેડુતો એમ સમજે

છે કે, આજે છોકરાંને રોટલો ખાવા મળ્યો તે માટે પરમેશ્વરનો મોટો પાડ માનવો, અને કાલની વાત તો નસીબમાં હશે તેમ થશે. એમ ભરોંસો રાખી બેસે છે એમાં કોનો વાંક છે? સરકારનો, કે શાહુકારનો, કે મુખી પટેલોનો, કે જમીનદારનો, કે ઢોરનો, કે પાણીનો, કે શાનો? તે અમે કહી શકતા નથી. બીજા કોઈ બોલે તો ઠીક, પણ અમારે કેહવાનું તો એટલુંજ છે કે, ખાનારાં ઘણાં થવા લાગ્યાં અને ખાવાનું (અન્ન) ઓછું મળવા લાગ્યું, એજ ભરતખંડના કલ્યાણ ઈચ્છનારને બહુ લાગે છે. એનો શો ઉપાય? પ્રજા વધે તેને મારી નાખવી? જમીન તો જેટલી છે તેટલીજ છે; તે તો વધતી નથી. ત્યારે એમાંથી એક ઉપાય કરવો. જમીનમાં વધારે પાકે તેમ કરવું, અગર લોકો મરે તો મરવા દેવાં. પણ એમ કેમ થવા દેવાય?

ભરતખંડનીજ એવી દશા છે એમ ન સમજવું. બીજા કેટલાક દેશોની સ્થિતિ એવી હતી અને આજે પણ કેટલાકની છે. ચીન દેશ હાલ એવી સ્થિતિમાં છે અને પીરૂ ( અમેરિકાખંડમાંનો ) દેશ પહેલાં એવી સ્થિતિમાં હતો. ઇંગ્લાંડ એકવાર એવી સ્થિતિમાં આવી ગયું હતું. તેની જમીનમાંથી સૌથી મોટી પેદાશ થઈ ચૂકી એટલે હદ આવી અને બીજા દેશથી ધાન્યની આયાત થઈ ત્યારેજ લોકોનું પોષણ થયું, અથવા ભૂખે મરતાં રહ્યાં તે બીજા દેશમાં જઇ વસ્યાં ત્યારે તેમનો નીભાવ થયો. આ દેશને વાસ્તે પણ એમજ કહે છે કે અહિંના લોકોના પૂર્વજોને બીજા દેશમાં જઈ વસવાની અભિરૂચી પૂર્વે હતી, તે હાલના લોલોકોમાંથી જતી રહી, અને દિનપરદિન વસ્તી વધવા લાગી તેનું પોષણ થઇ શકે એટલું ધાન્ય પાકતું નથી, તેથી ભૂખમરો પડે છે. વારૂ, ત્યારે આ દેશ પણ ચીન પીરૂ

અને ઇંગ્લાંડ જેમાં વસ્તી ઉભરાઈ ગઈ છે તેનો દાખલો લેઈ પોતાનીજ જમીનમાંથી વસ્તીનું પોષણ થાય એટલું અનાજ પેદા કરવાના ઉપાય કરવા જોઈએ. તે થઈ શકે એમ છે. અમે ધારીએ છીએ કે યૂરોપ તથા અમેરિકાની ખેતીની રીત આ દેશ જે ઘણો ગરમ તથા જૂદી તરેહની ઋતુનો છે તેને ઉપયોગી પડે તેમ નથી. ઇંગ્લાંડ કે બેલજીઅમની રૈયત જેમ ખેતી ઉપર પૈસા ખર્ચે છે તેમ આ દેશના નિર્ધન ખેડુતોને પૈસા ખર્ચવાનું કહેવું એ મૂર્ખાઈ છે. સો બોલના એક બોલની પેઠે સારાંશ એ કે જે કરવું તે અત્રેની રીતની સુધરાઈ કરીને કરવું. જમીન બરાબર ખેડાય છે કે નહિ; તુલ બારાબર થાય છે અને નીપજે છે કે નહિ; સારાં બીની વાવણી થાય છે કે નહિ; ઢોરની જાત બરાબર ઉછેરાય છે કે નહિ; હાલ કોસથી પાણી પાવામાં જે ખર્ચ થાય છે તેટલાજ ખર્ચે વધારે પાણી પવાઈ શકે કે નહિ; જંગલ બચાવવાના ધારાથી ગુણ છે કે અવગુણ; કાપણીની, ખળીની, ઉપણવાની, તથા વેચવાની રીતમાં અને ઓજારમાં વગર ખર્ચે અગર જુજ વધારે ખર્ચે સુધારો વધારો થઈ શકે એમ છે કે નહિ; અને તેથી રૈયતને બહુ લાભ થાય એમ છે કે નહિ; એવા એવા વિચાર આ દેશના ડાહ્યા ભલું ઇચ્છનારાઓએ કરી લોકોને ભૂખમરામાંથી બચવાના ઉપાય કરવાની મદદ કરવી. સારાં ખેતર કરવાં, સારી નીપજ કરવી, સારાં ઢોર કરવાં, સારો પાક ઉતારવો, એવી ચઢાચઢી કરવા માટે ઇનામ આપવાં. બીજા દેશોમાં એમ કર્યાથી ખેડુતોની સ્થિતિમાં અને ખેતીમાં બહુ સુધારો થયો છે. એ અનુભવ સિદ્ધછે; માટે મેળાઓ ભરવા, પ્રદર્શન કરવાં, અને રૈયતને ફાયદો થાય તેમ કરવું. અમે તો આ દેશમાં આવ્યા તે દિવસથી એ

કામમાં મહેનત કરીએ છીએ."

વળી સંવત ૧૯૩૭ ની સાલના 'સ્વદેશ વત્સલ' ચોપાનીઆમાં (પાને ૪૧ થી ૪૪ સૂધી તથા ૫૫ થી ૬૧ સૂધી) ખેતી સુધારવાના ઉપાય નીચે પ્રમાણે લખ્યા છે. (એ સિવાય બીજાં પુસ્તકોમાં ઘણાએક લખ્યા છે. તેમાં રા. રા. વિનાયકરાવભાગવતના ગ્રંથમાં બહુ ઉત્તમ ઉપાયો સૂચવ્યા છે; તે આ જગાએ ગ્રંથ વિસ્તારભયના કારણથી લખ્યા નથી.)

" આ સઘળી બાબતઉપર અનુભવ લેતાં પ્રાણીમાત્રના શરીરનો હરકોઈ વિભાગ વનસ્પતિને ખાતર દાખલ અતિ ઉપયોગી છે એમ ખાતરી થાય છે. આપણા દેશમાં પશ્વાદિ હજારો પ્રાણીઓ મરી જાય છે. તેમાંનાં ઘણાખરાંના શરીરને ગામથી થોડે છેટે એમજ નાંખી દેવામાં આવે છે તેથી દુર્ગંધી નીકળી હવા રોગિષ્ટ થાય છે. માત્ર થોડી એક જાતનાં પશુઓનાં ચામડાં કાઢી લેવામાં આવે છે; બાકી સઘળાં જનાવરોનાં શરીરના તમામ ભાગ, જ્યાં તેઓને અવ્યવસ્થિત રીતે નાંખી દેવામાં આવે છે ત્યાંના ત્યાં સડી દુર્ગંધીનો વધારો કરી છેવટ માટીમાં મળી જાય છે; પણ ઢેડ ભંગીઆ આદિ નીચ વર્ણના લોકો જે એ કામ કરનારા છે તેઓ આ મુવેલાં જાનવરોના શરીરમાંથી ખાતર બનાવી તેમાંથી મળનાર લાભનો અનુભવ લેઈ જાણતા હોય, તો તેથી તેઓને તથા દુનિઆને ઘણો ફાયદો થાય. એક વખત તેઓએ તે લાભનો સ્વાદ ચાખ્યો તો પછી પોતાના ફાયદાને માટે ઉત્તરોત્તર એ તરફ વધારે લક્ષ આપેજ એતો સ્વભાવિક છે.

ગૂજરાતમાં, જે માત્ર છાણવાશીદાના ઊકરડા અને તળાવના ગાળનુંજ ખાતર નાખવામાં આવે છે, ત્યાં ખેડુત વર્ગ સિવાય બીજા લોકો જેઓ પોતાને ત્યાં ઢોરો રાખે છે, તેઓ પોતાનાં ઢોરોનાં છાણવાશીદાના જૂદા ઊકરડા કરે છે

અને ખેડુતો તેવા ઊકરડાઓ તેનાં નાણાં આપી વેચાતા લેછે. આ પ્રકારે છાણવાશીદાના ઊકરડાના પૈસા મેળવવાની લાલચે ઘણાંએક ગરીબ રાંડીરાંડો જે કેવળ દૂઝણાં ઢોરો રાખી તેમાંથી પોતાનો નિર્વાહ ચલાવે છે તેવાં માણસો અને રબારી લોકો પોતાનાં ઢોરોના છાણવાશીદાના ઊકરડાઓ કરી રાખી તે ખેડુતોને વેચે છે. એ પ્રકારે તે જાતનાં ખાતરનો ભાગ નકામો ન જવા દેવાને કેટલીક કાળજી રાખવામાં આવે છે. તેમ પશ્વાદિ જનાવરોના શરીરના વિભાગોમાંથી થતા ઉત્તમ ખાતરની ગણના સમજી નાચ વર્ણના લોકો તેનું ખાતર બનાવી લાભ લેતા થાય, તો પછી ઉત્તરોત્તર એ વ્યવહાર વધતો જવા વગર રહે નહિ.

વનસ્પતિને પોષણ આપવાને સાધારણ રીતેજ વનસ્પતિનું ખાતર ઘણું ઉપયોગનું છે; તેમાં હરેક જાતની વનસ્પતિને તેજ જાતની વનસ્પતિનું ખાતર મળ્યું હોય તો તે અતિ ઉપયોગી થઈ પડે છે. જેમકે જે ખેતરમાં ઘઊં વાવવાના હોય તે ખેતરમાં ઘઊંનુંજ લીલું પરાળ જમીન ખેડીને ખાતર દાખલ નાખ્યું હોય, તો તે ઘઊંના વાવેતરને વધારે પુષ્ટિકારક થઈ પડે છે. પણ તે પ્રમાણે હમેશાં કરવાને કોઈને પણ પરવડે નહિ, એટલે નિરંતર એ પ્રકારના ખાતરથી લાભ સંપાદન કરી શકાય નહિ. હરેક વનસ્પતિનો લીલો પાલો ખાતર દાખલ વધારે પૌષ્ટિક છે. વનસ્પતિને નવાં પલ્લવ આવે છે અને તેને ફળ આવવાને માટે ફૂલ થવા માંડે છે તે પ્રસંગે તેના પાલામાં જેટલું પૌષ્ટિકપણું હોય છે તેટલું બીજે પ્રસંગે નથી હોતું. તે વખતનો હરેક વનસ્પતિનો પાલો એમને એમ લીલો ને લીલો જમીન ખેડીને ખાતર દાખલ નાખ્યો હોય તો તે એમજ કોહી જઈ પુષ્ટિકારક ખાતરનું કામ સારે છે. તળાવોની અંદરતેમજ

બીજી અગોચર જગોમાં એવા રીતે ઉપયોગમાં લેવાય તેવા ઘણી જાતના પાલાઓ ઉત્પન્ન થાય છે, જે ઘણાખરા જયાંના ત્યાં એમજ સડી જાય છે, તે આ જાતના ખાતર દાખલ ઘણા ઉપયોગમાં આવી શકે. તેમજ શકરકંદ, બટાટા, મોગરીઓ, મૂળા, ગાજર, રતાળુ, વાલોળ, ગલકાં, તુરીઆં, એ આદિ વનસ્પતિને ફળો આવી ગયા પછી તેનાં ઝાડવાં કે વેલાને ખેંચી કાઢી જમીન ખેડી એમનાં એમ ખાતર દાખલ ઉપયોગમાં લીધાં હોય તો તે જમીનને વધારે રસાળ કરી મૂકે છે. એવો લીલો પાલો જમીનમાં પોતાની મેળે કોહી જઈ ખાતરરૂપ થઈ જાય છે. ઝાડ, છોડવા કે વેલાનો પકવ થએલો પાલો, નવા રસ ભરેલા પાલા કરતાં ઘણો ઓછો ફાયદાકારક છે, તોપણ તે નકામો નથી. માટે બાગબગીચા કે ખેતરોમાંની વનસ્પતિનાં પાંદડાં કે ફળ આદિ પાકીને જમીનઉપર ખરી પડે છે તેને હમેશાં વાળીને એક જગોએ એકઠાં કરી રાખવાં અગર ઢોરોના છાણવાશીદાના ઉકરડામાં નાંખતા જવું, એટલે તે ધીમેધીમે કોહી જઈ તેનું ખાતર બની રહેશે; કારણ કે લીલી અને તાજી વનસ્પતિની પેઠે તે કાંઈ ઝટ કોહી જતું નથી, માટે તેને વધારે વખત એમજ રાખી કહોવા દાધા પછી ખાતર દાખલ કામમાં લેવું.

ગામની પછવાડે છૂટી જગાઓમાં તેમજ વાડાઓમાં ઘણી વનસ્પતિ ઉગી નીકળે છે, તે ઘણીખરી એમજ નિરર્થક જાય છે. પણ જો તેને ઉપરપ્રમાણે ખાતર દાખલ ઉપયોગમાં લીધી હોય તો તે અન્નાદિ વનસ્પતિને પોષણ આપે છે.

ખોળ એ પણ વનસ્પતિને ઘણુંજ પૈષ્ટિક ખાતર છે. તલ આદિ ઘણાએક બીજ પદાર્થોમાંથી તેલ કાઢી લીધા પછી તેનો જે ખોળ રહે છે, તેમાંના કેટલીએક જાતના પ-

દાર્થોનો ખોળ દૂઝણાં ઢોરોના ખોરાકમાં કામ આવે છે, તેથી તે ઘણો મોઘો પરવડવા જાય છે; તોપણ માલીયાતના પાકને પુષ્ટિ આપી સારૂં ઉત્પન્ન સંપાદન કરવાને એ જાતના ખાતરનો મધ્યમસર ઉપયોગ, ખરચ કરતાં ઘણો સારો લાભ સંપાદન કરી આપેછે. ગૂજરાતમાં અમદાવાદ જીલ્લામાં સાબરમતીના કાંઠા ઉપરના ભાઠાની જમીનમાં શેલડીનું વાવેતર કરવામાં આવેછે, તેમાં ત્યાંના ખેડુતો ખોળનું ખાતર નાંખી તેનો સારો લાભ લેછે, એ અનુભવસિદ્ધ વાતછે. વિશેષેકરી તલનો ખોળ તો દૂઝણાં ઢોરોને ખવરાવવામાં આવેછે; પરંતુ સરસવનો ખોળ એ પ્રકારે ઢોરોના ખોરાકમાં નથી લેવાતો તે તલના ખોળ કરતાં સસ્તો પડે તેને ખાતર દાખલ ઉપયોગમાં લેવાથી ઓછે ખરચે સરખો લાભ સંપાદન થઈ શકે છે. ખોળના ખાતરનું પ્રથક્કરણ ઘણું જલદીથી થઈ જાય છે તેથી તે વનસ્પતિને ઝટ પોષણકર્તા થઈ પડેછે. ખોળનું ખાતર જમીન વાવેતર કરતા પહેલાં ખેડીને પૃથ્વીમાં ઘાલવું જોઇએ, અને વરસાદ આવવાના સમયઉપર આ જાતનું ખાતર જમીનમાં નાંખવાથી તેનો સઘળો ભાગ પૃથ્વીને રસાળ કરવામાં સંપૂર્ણ રીતે ઉપયોગી થઈ પડેછે. ખોળનું ખાતર છાણના કે તેવાજ બીજી જાતના ખાતર સાથે મિશ્ર કરવાવગર એકલો ખોળ પણ ખાતર દાખલ ઉપયોગમાં લેવાયછે. પરંતુ તે જો છાણવાશીદાના કે તેવાજ બીજી જાતના ખાતર સાથે મિશ્ર કરી જમીનમાં નાંખવામાં આવે તો ઠીક પડે છે. ઊકરડાના ખાતર કરતાં ખોળના ખાતરમાં અન્નાંશને પોષણ કરવાની લગભગ બેવડી કરતાં પણ વધારે શકિત છે. ખોળ જલદીથી ખાતરરૂપ બની જાયછે. એનાં તત્વો જમીનમાં ભળી જતાં વાર નથી થતી.

રાયણ. મહુડાં, કેળાં આદિ અનેક જાતનાં ફળફળાદિ અને બીજા પદાર્થો જે હરેક પ્રકારે મનુષ્યોના ખોરાકમાં આવેછે, તેનો, તેમજ ઢોરોના ખોરાકમાં આવતા વનસ્પતિ આદિ હરેક પદાર્થનો હરકોઇ ભાગ નિરર્થક નથી. હરેક તે-વા પદાર્થમાંથી પ્રાણીઓ પોતાને ખાવા લાયક ભાગ ખાઈ-ને બાકીનો જે પોતાને માટે નકામો ગણી કાઢી નાંખે છે, તે-દરેક ભાગ પૃથ્વીને રસાળપણું પ્રાપ્ત કરવામાં પુષ્ટિ આપ-નાર થઈ પડેછે. પણ તેની ગણના હૈયે ધરવાની અજ્ઞાન-તાને લીધે સેંકડો મણ ખાતર મેળવી શકાય તેટલા એવા પદા-ર્થો નિરર્થક જતા હશે. શાકપાનના છોડવા અને વેલા તે-ને ફળ આવી ગયા પછી વિશેષે કરીને એમજ ઝાડઉપર, માંડવા ઉપર કે જમીનઉપર જ્યાંના ત્યાં સૂકાઈ જતા જો-વામાં આવેછે, તે, તથા ઢોરોને નિરેલાં ઘાસમાંથી તેઓને ખાતાં વધેલો તે ઘાસનો લીલો અને સૂકો કચરો, અને એ-વા બીજા પદાર્થોનો અનહદ જથો નકામો જતો હશે. પણ એટલું ખચિત લક્ષમાં રાખવું કે જે જે પદાર્થો પ્રાણીઓ-ના ખોરાક દાખલ કામ આવેછે તેવા હરકોઈ પદાર્થનો કોઈ પણ ભાગ જમીનને રસાળ કરવાને ખાતર દાખલ ઉપ-યોગી છે. લાકડાંના વ્હેર સુદ્ધાંને પણ જો છાણવાશીદામાં કહોવરાવ્યો હોય કે ચૂના સાથે મિશ્ર કર્યો હોય તો તે પણ ખાતરની ગરજ સારેછે.

ઘણાએક ખનીજ પદાર્થો પણ ખાતર દાખલ ઘણાજ ઉપયોગી છે. એ પદાર્થોનાં જે ક્ષાર આદિ તત્વ રહેલાં હો-ય તે વનસ્પતિને સારી રીતે પોષણકર્ત્તા છે. ચૂનો, મીઠું, વનસ્પતિની રાખ, આદિ પદાર્થો કે જેમાં ક્ષારનો ભાગ હોય છે તેનું ખાતર બને છે.. તળાવનો ગાળ એ પણ એક જાતનું ક્ષારયુક્ત ખનીજ ખાતર છે. જે જમીનનું રસાળ-

પણું ઘટી ગયું હોય તેમાં તળાવનો ઠરેલો ગાળ નાંખવાથી ઘણો ફાયદો થાય છે. જે જમીનમાં નદીના પૂરથી તણાઈ આવેલો કચરો જામી રહેતો હોય તેવી જમીનનાં ખેતરોને એ ઘણાજ ઉત્તમ પ્રકારનું આયતુ ખાતર મળે છે. એવી જમીનમાં ખાતર નાખવાની જરૂર રેહેતી નથી. રાખ, જેને આપણે કશી ગણતીમાં ગણતા નથી. તેમાં ધાન્યાદિને પોષણ કરનારાં તત્વો આશ્ચર્યકારક સમાયલાં છે. તેમાં લોહભસ્મ, ચૂનો, સોડા, ગંધકનું તેલ, સીલીકા, માગનીશીયા. ફોસફોરિક આસિડ આદિ વનસ્પતિને પોષણ કરનારા પદાર્થો રહેલા છે. વાવેતર થતી જમીનમાં એ પદાર્થોનો અંશ હોવોજ જોઇએ અને સ્વાભાવિક રીતે પરમેશ્વરે તે અંશો જમીનમાં ન્યૂનાધિક પ્રમાણમાં પણ ઉત્પન્ન કરેલા છેજ; તોપણ તેમાં વાવેતર થઇને ઉત્તરોત્તર વનસ્પતિ દ્વારાએ તેના પોષણમાં ખેંચાઈ જઈ ન્યૂન થતા જાય છે. એ ન્યૂનતા ટાળવાને આવાં ખાતર નાખવાની જરૂર અવશ્ય છે. તેમાં પણ કયા અનાજને કયા તત્વાંશની જરૂર છે તે લક્ષમાં આણવું જોઈએ. કઠોળને રાખનું ખાતર ઘણુંકરી વિશેષ માફક આવે છે. ઘઊંની ઉત્પત્તિને પણ રાખનું ખાતર વધારે ફાયદાકારક છે સાધારણ રીતે પૌષ્ટિક અન્નોને રાખ વધારે પોષણકર્ત્તા થાય છે. ઘણીએક વનસ્પતિને મીઠાનું ખાતર ઉપયોગી છે. અન્નોમાં વિશેષે કરીને ન્યૂનાધિક પ્રમાણમાં ક્ષારનો અંશ રહેલો હોય છે, તોપણ મનુષ્યને પોતાના ભોજનમાં મીઠાનો ઉપયોગ કરવાવગર નથી ચાલતું. એ પ્રકારે મીઠું માણસના પોષણના પદાર્થોમાં ઘણોજ અગત્યનો પદાર્થ છે. એનો સપ્રમાણ અંશ જે વનસ્પતિમાં જેટલો જોઇએ તેટલો ન હોય તો તે ન્યૂનતાથી અન્નનું ઘટત્વ ઘટે છે. મીઠાથી જમીનમાંના ઉદ્‌ભિજ અંશોનું પ્રથકકરણ જલદી થઈ જાય-

છે, જમીનમાં પાણીનું શોષણ કરવાની શક્તિ અધિક થાય છે, વનસ્પતિને નુકશાન કરનારાં જમીનમાંનાં જીવજંતુઓનો નાશ થાય છે, છોડવા જલદીથી ઉછરી આવે છે, અને અન્નમાં ઘટપણું વધે છે. ચૂનો પણ ખાતર દાખલ ઘણો ઉપયોગી છે. સઘળી વનસ્પતિમાં ચૂનાના અંશો રહેલા છે. ચૂનાનું ખાતર છોડવાના મૂળમાં ઉપરથી નાખવાથી ઠીક પડે છે. જમીનના વિભાગોમાં ચૂનો જલદીથી મળી જાય છે, એટલે એ પ્રમાણે એનું ઉપરથી ખાતર નાખવામાં અડચણ રહેતી નથી. જમીન ખેડતી વખતે પણ એનું ખાતર નખાય છે. નવી જમીન ભાગીને વાવેતર કરવું હોય તેમાં ચૂનાનું ખાતર સારો ફાયદો કરેછે.

આ પ્રકારે ઉપર જણાવેલા વગેરે ક્ષારવિભાગના ખનીજ પદાર્થો ખાતર દાખલ ઉપયોગમાં લેવાની અવશ્ય જરૂર છે. જમીન એ વનસ્પતિનો પોષણ ભંડાર છે તેમાં આવા ક્ષારવાળા ખનીજ પદાર્થો મુખ્યત્વેકરી સર્વોપરી આધારરૂપ છે. વનસ્પતિમાં ઘટ્ટપણું આણવાની શકિત આ જાતિના પદાર્થોમાં વિશેષ છે. આવા ખનીજ પદાર્થોનું ખાતર તેના સમયને અનુસરી નાખવાની ગણના લક્ષમાં આણવી જોઇએ. વરસાદ આવવાના લગભગ સમયમાં કિંવા વરસાદનું ઝાપટું પડી ગયા પછી તેને જમીનઉપર પ્રસરાવવું. ઊકરડાના ખાતરમાં મિશ્ર કરીને આ જાતના ખાતરને જમીનમાં નાખવાથી ઠીક પડેછે. આવા ખનીજ પદાર્થોના ખાતરનો એક સરખો પ્રતિ વર્ષે ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી. જમીનમાંના તેવા પદાર્થોના તત્વાંશો ઘટી જાય છે ત્યારે તેવા ખાતરની અવશ્ય જરૂર પડે છે. એ વાતની ગણના સમજી લેવી જોઈએ, તેવગર યથાસ્થિત માહિતી મળી શકતી નથી.

ખોરાક અને પાણીવગર જેમ પ્રાણીમાત્ર ઉછરી કે જીવી શકતાં નથી, તેમ વનસ્પતિ પણ ખોરાક અને પાણીવગર જીવી કે ઉછરી શકતી નથી. વનસ્પતિને ખાતર એજ ખોરાક છે, અને પાણી તો જે આપણે પીએ છીએ તેજ એપણ મૂળીયાં વાટે પીએ છે. જે જમીનમાં વનસ્પતિને પોતાને તે ખોરાક મળતો નથી અથવા પૂરો પડતો નથી, તે જમીનમાં તે ઉછરી શકતી નથી. વાવેતર થતી જમીનમાં ઉત્પન્ન થતી વનસ્પતિ પોતાના પોષણને માટે તે જમીનમાંનો ખાતરરૂપ પોતાનો ખોરાક ખેંચી લેછે તેથી જમીનમાંનો વનસ્પતિને પોષણ આપનારો ખોરાક ઉત્તરોત્તર ઘટીને જમીનને સત્વહીન કરી નાંખે છે; માટે જમીનને વનસ્પતિને જોઈતા ખોરાકથી ભરપૂર રાખવાને તેમાં ખાતર નાખવાની અવશ્ય જરૂર છે. વનસ્પતિ જમીનમાંથી મૂળદ્વારાએ અન્નાંશોનું શોષણ કરે છે એટલુંજ નહિ, પરંતુ પાંદડાં વાટે અસાધારણ ખોરાક તે પોતાને માટે હવામાંથી શોષી લે છે. હવામાંથી મુખ્યત્વે કરી કારબોનિક આસિડ નામના પદાર્થનું તે ગ્રહણ કરે છે. એ વાયુ વનસ્પતિને ઘણોજ પોષણકર્ત્તા છે. વનસ્પતિનાં પાંદડાંમાં હજારો છિદ્ર હોય છે તે વાટે એ વાયુ ગ્રહણ કરે છે.

પ્રાણિઓને ઉત્તમ પ્રકારનો મનમાનતો ખોરાક ખાવા મળે, પણ જો તેની સાથે પાણી ન મળે તો પ્રાણ જતો રહેછે, તેમ વનસ્પતિને પણ ખાતરરૂપ ખોરાક ગમે તેટલો મનમાનતો પૂરો પાડવામાં આવે, પણ તે સાથે જો પાણી ન મળે તો વનસ્પતિ પણ મરી જાયછે. ખાતરરૂપ ખોરાક પૂરો પાડવો એ તો કેટલેક દરજ્જે આપણાજ સ્વાધીનનું કામ છે, અને અધિક કે ન્યૂન શ્રમથી તેની યોજના કરવામાં વિશેષેકરી બાધ રહેતો નથી; પરંતુ પાણી કે જે જીવનને

માટે ઘણુંજ અવશ્યનું છે તે યથેચ્છ પૂરૂં પાડવાની યોજના જગત્કર્તા પ્રભુએ પોતાનેજ સ્વાધીન રાખી છે. ચોમાસામાં વરસાદ વરસી પ્રાણીમાત્રના પોષણના પદાર્થો પાકે છે તે એની મહેરની લીલાલહેર છે; પણ જો એ બાબતમાં એની મહેર ન હોય તો પ્રાણીમાત્રના પોષણની સઘળી લીલાલહેર ધૂળ મળી કાળ પડી કાળોકેર વર્તાઈ જાયછે. દુર્ભાગ્યે જ્યારે આવો માઠો બનાવ બને છે ત્યારે અન્ન ઉત્પન્ન કરવા માટે પાણી પૂરૂં પાડવાને ખેડુતો અનેક પ્રકારનાં વલખાં મારે છે. કાળ પડે છે તેવા વર્ષમાં પણ સમૂળો વરસાદજ નથી આવતો એવું તો ભાગ્યેજ બનેછે એકાદ વખત પણ અધિકન્યૂન વરસાદ આવે છે. એ પ્રસંગે જે ખેતરોના સીમાડાની હદમાં તળાવ કે બંધ બાંધેલા હોય છે. તેવાં સ્થેળોમાં અને તળાવડાંમાં વરસાદનું પાણી ભરાઈ રહે છે, અને તે પાણી તે ખેતરોના પાકને માટે અતિ ઉપયોગી થઇ પડે છે. નદી કિનારાનાં ખેતરો તેમજ જે ખેતરોમાં કૂવા હોય છે, તેના ધણીઓનાં છોકરાં ભૂખે નથી મરતાં, અને જે ખેડુતો એ સાધનહીન હોય છે તેઓનાં હથીઆર હેઠાં પડે છે, અને એવો સાધનહીન ભાગ, સાધનવાળા ભાગ કરતાં હજારો ઘણો અધિક હોય છે, જેની ખોટ એવા અલ્પ સાધનવાળા ભાગથી કોઈપણ રીતે પૂરી પડતી નથી. આ આફ્ત ટાળવાને વર્ત્તમાનકાળમાં બે પ્રકારની ભલામણો કરવામાં આવે છે. એક પક્ષ એ પ્રકાર સૂચવે છે કે, આખા દેશમાં સઘળા વિભાગોમાં રેલવે ફેલાવી દેવી, કે જેવડે એવા દુકાળ પ્રસંગે સુકાળના પ્રાંતોમાંથી મનમાનતું અનાજ તાણી લાવી દુષ્કાળવાળા પ્રાંતમાં પહોંચતું કરાય, અને તે વડે ત્યાંના લોકો જીવી શકે. બીજો પક્ષ એ પ્રકારે સૂચવે છે કે દેશના અનુકૂળ પડતા વિભાગોમાં જેમ

બને તેમ નહેરોનો વધારો કરવો અ
નાવવાની યોજના કરવી; અર્થાત્ વરસાદના
પડેલી પાણીની ખોટ જેમ બને તેમ વધારે પૂ...
ગોઠવણ કરવી. આ બે પ્રકારના ઉપાયમાં પહેલા કરતાં બીજો વધારે ઉત્કૃષ્ટ છે. પહેલા ઉપાયમાં જણાવ્યા પ્રમાણે રેલવે બાંધી અનાજ પહોંચતું કરવાની જે આશા રાખવામાં આવે છે, તેની સંપૂર્ણતા વિષે ઘણીજ અડચણો અને અસાધારણ ચાલુ ચઢતો ખર્ચ છે. સુકાળવાળા પ્રાંતમાંથી અતિ ઘણા જથામાં દાણો ઘસડાઈ જવાથી ત્યાં ઘણીજ મોંઘવારી વધી પડે છે, એટલે જાણે દુકાળની વહેંચણી તેમને મળે છે. દાણો પહોંચતો કરતાં હૈયે ધરવા જેટલો ખર્ચ અને નુકસાની થાય છે, આટલું છતાં પણ અનાજનો જેટલો જથો એકઠો થાય છે તેટલો સંપૂર્ણ અને જોઇએ તે રીતે રેલવે મારફતે પહોંચી શકતો નથી, જેનો અનુભવ દક્ષિણના ગયા ભયંકર દુષ્કાળમાં સારી પેઠે થયો છે. વળી રેલવેની મારફતે જે કાંઈ અનાજ પહોંચાડી શકાય છે તે માણુસ પ્રાણીનેજ સાહ્યભૂત થઈ પડે છે; પરંતુ પશ્વાદિકોના પ્રાણ બચાવવાને એ પ્રકારની સાહ્ય કાંઈ પણ કામ લાગતી નથી.

વરસાદની ન્યૂનતાથી પડેલી પાણીની ખોટ જેમ બ
તેમ પૂરવાના ઉપાય કરવાનો પ્રકાર ઉત્કૃષ્ટ કહેવામાં આ
છે, તેનાં કારણો એ કે, રેલવેને રસ્તે બીજા
અનાજ ખેંચી લાવવાને રેલવે બાંધવાના લાખે
ડો રૂપૈયા ખર્ચ કરતાં છતાં, તથા ઉપર જ
અને હાની ખમતાં છતાં પણ, સરકાર
ખો અને કરોડો રૂપિઆની ગણત્રીન
મો ઉઠાડવાં પડે છે તેને બદલે જે

., અને કૂવા બાંધવામાં તેટલું નાણું
ાવે તો તેમાંથી પાણીનો એટલો બધો
પૂરો પડી શકે કે જેમાંથી દુકાળવાળા વિભાગના પ્રાણીઓના મોટા ભાગનું પોષણ થઈ શકે એટલી પૃથ્વી ખેડાઈ અન્ન ઉત્પન્ન કરી શકાય. તેમજ ચોમાસામાં વાવેતર થયેલાં ખેતરોને વરસાદની તાણથી પડેલી પાણીની ન્યૂનતા બહોળા વિસ્તાર ઉપર પૂરી પાડી શકાય. આ ઉપાયથી જે અન્નાદિ ઉત્પન્ન થશે તે ઘણી વાતે દુષ્કાળના રૂપને દાબી નાખનાર થઈ પડશે. કારણ કે દર્શનિક રીતે એ પરિણામથી લોકોને ધૈર્યતા ને દૃઢતા આવે છે. પ્રદેશથી ખેંચી લાવેલા અન્ન કરતાં આ ઉપાયથી ઉત્પન્ન થયેલું અન્ન સસ્તું પડે. આ પ્રમાણે એથી મનુષ્યોનાજ પોષણને માટે છેવટે પૂરનારો આધાર મળે છે અટલુંજ નહિ, પણ તેની સાથે ઢોરો કે જે મનુષ્ય પ્રાણીની એક ખરી સમૃદ્ધિ ગણાય છે તેઓના પ્રાણ બચાવવાને ઘાસનો અસાધારણ જથો ઉત્પન્ન થાય છે, જેથી મનુષ્યનો દુષ્કાળ દબાય છે અને ઢોરોનો પણ દબાય છે. દુષ્કાળમાં અન્નજ નથી મળતું એમ નથી પણ પીવા પાણી પણ નથી મળતું. ત્યારે આ ઉપાય એ હેરાનગતિ ટાળવામાં પણ મોટો સાહ્યભૂત થઈ પડે. આ કારે આ ઉપાયથી જેમ બને તેમ વધારે આબાદાની કરી
તેવી યોજના કરવાથી, દુકાળ સમયે બહોળા વિસ્તા-
ાનાર આબાદી થઈ તે નજરે પડી લોકોને એક
. અને હિમ્મત રહે છે, એપણ એક જાતનો
સરખું છે. વળી કૂવેતર જમીનોમાં સારા
વાર ફસલો લેછે. આ પ્રમાણે એ ઉપાય
સહાય નથી પણ સદૈવની સહાય છે.
જે નાણું ખર્ચવામાં આવે તેમાં ફરી

ફરી ખાતરપર દીવેલ કરવાની જરૂર રહેતી નથી. તે ઘણા કાળસુધી નભી કામ આવે છે. દુકાળ વખતે સરકાર મોટાંમોટાં કામો કાઢી લાખો રૂપૈયાનો ખર્ચ કરે છે, અને પાછળથી તે ખોટ પૂરી પાડવા કર લેવો પડે છે, જેથીકરી પ્રજા સરકારી અમલદારોની રાજનીતિ ઉપર કચવાટ કરી મૂકે છે. પણ પાણીનો જથો વધારે મેળવી શકવાના આ ઉપાયનો લાભ જે ખેડુતોને પ્રાપ્ત થાય તેમની પાસેથી ઘટિત ઉત્પન્ન કરી શકાય તેવી યોજના કરવાથી ઘણેક દરજજે સરકારને આવા કચવાટમાં નહિ પડવું પડે. ટૂંકામાં એજ કે જે પદાર્થની ખોટથી દુષ્કાળ પડે છે તે પદાર્થ જે પાણી, તે જેમ બને તેમ વધારે પ્રાપ્ત કરી શકાય તેવી યોજના કરવી એ આબાદાનીનો વધારે ઉત્કૃષ્ટ ઉપાય છે. ખેડુતોએ વનસ્પતિને કેવે પ્રકારે પાણી પાવું એ વિષે વિવેચન કરવાને આપણા દેશના ખેડુતો માટે ઘણીજ જરૂર છે એમ નથી. એ બાબતમાં તેઓ પરંપરાના સંપૂર્ણ અનુભવી છે; અર્થાત્ એ બાબતમાં તેઓને અજ્ઞાની કૂટી મારવા જેવું નથી."

# વિભાગ ૩ જો.

## कारीगरोने अने मजुरोने पैसा संग्रह करवानी जरुर.

### પ્રકરણ ૧ લું.

### કારીગરોને પૈસા સંગ્રહ કરવાની જરૂર.

કારીગરોમાં સૂતાર, કડીઆ, લુહાર, ઘાંચી, વણકર, મોચી, રાવળ (પાટીવણનાર), સોની, શીકલીગર, છીપા, કા-

ગદી, ચપડીઆ, કીનખાબ વણનાર, મશરૂ વણનાર, કુંભાર, ચાંલ્લા ટીપકીઓ કરનાર, સલાટ, ચિત્રકાર, રંગરેજ, કંસારા, કલાઇ કરનારા, કંદોઇ (સુખડીઆ), અત્તરીઆ, ચૂડગર, કંતારી અથવા ખરાદી (લાકડાં દાંત વગેરે સંઘાડાપર મૂકી ઉતારનાર), ડબગર, દરજી, રફુગર, (તુનવાનું કામ કરનાર), સાબુકરનાર, કલાલ, શીશગર, જડીઆ, કરાઈ, ઇત્યાદિ છે.

એ દરેક ધંધાદારી અગર કારીગરને રાચ, ઓજાર, વગેરેની જરૂર; તેમજ ભંડોળનો પણ ખપ ખરો. એમાં લુહાર, વણકર, છીપા, શીકલીગર, કાગદી, ચપડીઆ, કલાલ, શીશગર એમનો ધંધો તો છેક ડૂબી ગયો; કારણકે તેઓ જે માલ કરતા તેવો માલ હાલ પરદેશથી આવી દશગણી ઓછી કીમતે મળેછે, એટલે તેમના માલનો ભાવ કોઈ પૂછતું નથી. આથી કરીને તેઓ મજુરી કે ખેતી કરવા લાગ્યાછે. કરાઈ લાકડાં વહેરતા; પણ હવે જેવાં જોઇએ તેવાં તૈયાર લાકડાં વરાળયંત્રથી વહેરેલાં પરદેશથી આવવા લાગ્યાંછે તેથી તેમનો ધંધો ધૂળધાણી થઈ ગયોછે. લોકો સોંઘા અને સારા માલના ઘરાક છે, અને તેવો મનગમતો માલ પરદેશથી આવેછે તે તેઓ વાપરે છે, એટલે અહિંના કારીગરોએ કરેલા માલનો ખપ ઓછો થઈ ગયોછે. ફક્ત થોડાક જાડા માલનો ખપ રહ્યોછે, તેનો ધંધો તેઓ કરેછે; પણ તેથી તેમનો નિર્વાહ બરાબર થતો નથી. પહેલાંના કરતાં મોંઘવારી બહુ થઈ અને પેદાશ ઘટી ગઈ, તેથી ઘણાક પોતાના બાપદાદાનો ધંધો છોડી બેઠા છે; અને જેઓને ધંધો રહ્યોછે તેઓને ઓજાર, રાચ, અને ભંડોળ જોઇએ તે તૈયાર થએલા માલનો પહેલાં જેટલો ખપ ન રહ્યાથી તથા રાજા રજવાડાઓનો આશરો કમી થવાથી તેઓને સસ્તી કીમતે વેચવો પડેછે; તેથી માંડ માંડ પેટ-

નું તથા સંસારનું પૂરૂં કરે એટલું પેદા કરી શકેછે

ત્યારે જૂદા જૂદા કારીગરોએ હવે શું કરવું જોઇએ? એ પ્રશ્ન દરેક વાંચનારના મનમાં ઉત્પન્ન થશે. તેનો ખુલાસો એ કે તેમણે પોતાના ધંધામાં સુધારો કરવો જોઇએ. યંત્રવડે થયેલો સારો અને સોંઘો માલ પરદેશથી આવે છે તેવો માલ અત્રે તૈયાર કરવા સારૂ યંત્રકળા શીખવી. અને તે વડે કામ કરવાં ઘણાં મોટાં અને ભારે કીમતનાં વરાળયંત્રો આપણા ગરીબ થઈ ગયેલા કારીગરો લાવા કે વાપરી શકે નહિ. પણ હાથવતે ચલાવી શકાય એવાં ઘણાં સસ્તાં અને સુગમ યંત્રો વિલાયતમાં તથા અમેરિકામાં મળેછે તે મગાવી તેમાં માહિતી મેળવવી ને વાપરવાં, એટલે થોડી મહેનતે અને થોડા ખર્ચે ઘણું કામ થશે, તેથી તૈયાર થયેલો માલ સસ્તો વેચી શકાશે એટલે લોકોને પણ તે લેવો પરવડશે. એમાં જરા વધારે ભંડોળની જરૂર છે. પણ કરકસરથી ખર્ચ કરવામાં આવે તો સંગ્રહ થઇ શકે એમ છે. માટે કારીગરોને અમારા એજ ભલામણ છે કે તમે માલ એવો બનાવવાની યુક્તિ કરો કે જેથ તે સસ્તો, વધારે ટકાઉ તથા દેખાવડો થાય. અને એ કામ યંત્ર વગર થવાનું નથી, માટે યંત્રો વાપરો. અને જેમ બને તેમ પરદેશી માલથી તમારો માલ સસ્તો પડે તેમ કામ કરો. રંગ, મશાલા, અને બીજાં ઉપયોગી સાહિત્ય આ દેશમાં બહુ છે, તેનો શોધ કરો કામમાં લો; પાકા રંગ કરવાની કળાઓ શીખો, અને લૂગડાં, વાસણ, હાથીદાંત, તથા લાકડાં ઉપર એવા ભાત ભાતના રંગ ચઢાવો કે જેથી પરદેશી માલનો મોહ લોકોને ઉતરી જાય. તમારામાંના કેટલાક હાલ એમ કહેછે જે અમે જે માલ કરીએ છીએ તે વિલાયતી કરતાં સારો અને ટકાઉ હોયછે, પણ તેના ઘરા-

ક નથી, એટલે તે કરીને શું કરીએ! અમે કબૂલ કરીએ છીએ કે તમારૂં એ કહેવું કેટલેક દરજ્જે ખરૂં છે; પણ ઘરાકને તો માલ તથા મૂલ તાણી લાવેછે, ખોળવા જવું પડે તેમ નથી. તમારા માલનું મૂલ બહુ, તેથી ઘરાક થોડા થાયછે, માટે એવી કાંઈ યુક્તિ કરો કે જેથી મૂલ ઓછું પડે. પહેલાં આ દેશનો કારીગરીનો માલ પરદેશ જતો તે વખતે દેશ આબાદ સ્થિતિમાં હતો. હવે પરદેશથા તે માલ આવેછે, અને આપણે વાપરીએ છીએ, એટલો બધો ફેર પડીગયો છે. પહેલાં અત્રેથી કાપડ. રેશમ, લોઢું, ત્રાંબુ, સોનું, હીરા, માણેક, ઝવેર, કાગળ, ધાન્ય, સૂરોખાર. સાબુ ઇત્યાદિ પરદેશ જતાં; પણ હવે એમાંના ઘણા પદાર્થો પરદેશથી અત્રે આવેછે. તોપણ એટલું સારૂં થયુંછે કે કાપડનાં કારખાનાં આ દેશમાં નીકળ્યાં છે, તેમાં તૈયાર થતું જાડું કાપડ લોકોમાં વપરાય છે. ઝીણાં કાપડ બનાવવાની કોશિશ થાયછે, પણ તેમાં ખરાજાત ઘણી પડેછે તેથી પરદેશા કાપડની હરોફાઈ કરી શકતું નથી; તોપણ તે થશે એવી આશા છે. ઉનના તથા રેશમના કાપડનાં પણ એક બે કારખાનાં થયાંછે અને આગળ ચાલતાં વધશે એમ ધારીએ છીએ. પણ કાગળ, કાચ, સાબુ, મીણબત્તી, જેનો ખપ કરોડો રૂપિઆનો થયોછે તે હજુ પરદેશથી આવે ત્યારે આપણે વાપરીએ છીએ; માટે તેવી જણસો બનાવવાનાં કારખાનાં ઘણાં થવાં જોઇએ. એવાં કામ ઊઠાવી લેવાને ગરીબ કારીગરોની શક્તિ નથી. એમાં નાણાંનો ખપ બહુ છે, ને નાણાં ધનાઢ્ય લોકોની પાસે હોયછે, માટે જ્યારે તેઓ એ કામ ઊઠાવી લેશે ત્યારેજ થશે. નવા અજાણ્યા કામના આરંભમાં નિષ્ફળ થવાની આશા વધારે, માટે એકવાર નિરાશ થયા તો બીજીવાર, ને બીજીવા-

૨ થયા તો ત્રીજીવાર, એમ મંડયા રહેવાથી લાભ થયા વિના રહેશે નહિ. માટે હે પૈસાદાર સદગૃહસ્થો! તમે સારા સારા વિદ્વાનોને પોતાની પાસે રાખો, અને યાંત્રિકકળાથી તથા બીજી રીતે મોટાં મોટાં કામો ઊઠાવી લો; તેથી તમે બીજાઓને રોજીએ લગાડી શકશો, પોતે પણ સારૂં કમાશો અને એકંદરે ધંધો રોજગાર વધવાથી દેશ સુખી થશે.

જૂદા જૂદા કારીગરોને તેમના ધંધામાં જોઇતાં રાચ, યંત્ર, ઓજાર અને જગા વગેરેની જરૂર, તે નાણાં વગર મળે નહિ. માટે ધંધાના પ્રમાણ પ્રમાણે તેમની પાસે નાણાં જોઇએ. એ નાણાં મેળવવા તથા સંગ્રહ કરવાને માટે ઉદ્દેશપૂર્વક સારો ઉદ્યોગ અને કરકસરથી ખર્ચ કરવો. (ઉદ્દેશપૂર્વક સારો ઉદ્યોગ કહેવાની મતલબ એ કે જે ઉદ્યોગથી લાભ થાય તેવો ઉદ્યોગ કરવો; વગર ફોકટના પથરા ઉપાડવાની મહેનત કરવી એ ઉદ્યોગ ન કહેવાય.) એમ કરવાથી પૈસાનો સંગ્રહ થશે. એ સંગ્રહ થયેલા પૈસા તમે સારી આબરૂદાર નિર્ભય પેઢીપર મૂકો, અથવા પોતાનાં રાચ, યંત્ર સુધારવા પાછળ ખર્ચો; એટલે થોડી મહેનતે ઘણો માલ નીપજશે અને તેથી પણ સારો લાભ થશે.

## प्रकरण २ जुं.

### મજુરોને પૈસા સંગ્રહ કરવાની જરૂર.

મજુર બે પ્રકારના હોય છે; **હાળી** તથા **દહાડીઆ.** હાળી મજુર જેને પ્રથમથી કાંઈ રોકડ આપી તેને ખાવાનો તથા લૂગડાંનો બંદોબસ્ત કરી રાખ્યો હોય તે. એ જાતના મજુર (એટલે જે આંગ ઉપર આપ્યું હોય તેના વ્યાજમાં તથા અંન વસ્ત્ર લેઈ ચાકરી કરે છે એવા મજુરો) આખો જનમારો ચાકરી કરેછે એટલુંજ

નહિ, પણ તેના વંશપરંપરા એ પ્રમાણે કર્યા કરે છે તો-પણ મુદ્દલ એટલે આંગ ઉપર આપેલા દેવામાંથી છૂટતા નથી. એવા મજુર ગૂજરાતના સર્વે ભાગમાં છે, અને મોટા પાટીદાર, દેશાઇ, ગરાશીઆ. ઠાકોર, જાગીરદાર વગેરે વભાદાર ખેડુત અથવા દરબારી રસપવાળા ગૃહસ્થોને ત્યાં તે વધારે હોય છે. એવા મજુરો પુરૂષ તથા સ્ત્રી બંને જાતના હોય છે, તેમને કે-ટલેક ઠેકાણે છોકરા. છોકરી, અને કેટલેક ઠેકાણે ગોલા, ગોલી (વડાલણ) કહે છે એ સર્વે ગુલામ જેવાં છે. માત્ર ગુલામમાં અને એમાં ભેદ અટલોજ કે એ ગુલામની પેઠે વેચાતાં નથી. પણ ઘણુંકરીને સર્વે ઠેકાણે પોતાનાં દીકરા દીકરીની માફક વર્તાય છે, તેથી તેઓને નોકરાનું–મજુરીનું–દુઃખ લા-ગતું નથી. એની એક જાત થઈ ગઈ છે, અને જે કુટુંબમાં તે રહેલાં હોય તે કુટુંબના ભાઈ ભાગમાં પણ તે વહેંચાય છે. પોતાના ગોલાને કોઈ જરા દુઃખ દે તો તેના ધણીને બહુ લાગે છે એટલુંજ નહિ, પણ તેને વાસ્તે ફોજદારી દીવાનીમાં લઢે પણ છે. વળી તેઓને રહેવાને માટે ગોલાવાડમાં ઘર બંધાવી આપેછે અને પરણાવી પણ આપેછે.

કેટલાએક પાટીદાર અને ઘણાખરા ગરાશીઆ ઠા-કોર વગેરે કન્યાને સાસરે મોકલે ત્યારે તેને ગાય, ભેંશ, વહેલ, ઘોડા વગેરે આપે છે. તેની સાથે તેનું (કન્યાનું) કામ કરવાને એવા ગોલા ગોલીઓ પણ આપે છે. તેઓ બહુ કામ ક-રે છે એટલુંજ નહિ, પણ પોતાના ધણીની દીકરીની સં-ભાળ (ચાકરી) તેનાં માબાપ કરતાં પણ વધારે કરેછે. એવી કન્યાઓ ઘણુંકરી સર્વે ઠેકાણે પરદેપોશ ( ઓઝલમાં ) રહે છે તેથી ઘરબારનાં કામ એવાં ગોલા ગોલીઓ કરેછે.

એવા મજુરો પહેલાં ઘણા મળતા તેનાં કારણ એ કે પહેલાંના વારામાં રેલવે, સાર્વજનિક બાંધકામ, સ્પિનિંગો

(સૂતર કાતવાના સંચા), તાર આફિસો, પોસ્ટ આફિસો ઇત્યાદિ હલકારા વગેરે થોડા પગારના નોકરો રાખનારાં ખાતાં નહોતાં તેથી ખેતી વગેરેના કામમાં તેમને હમેશની મજુરી મળતી; અને એ વડે એમની આજીવિકા ચાલતી, તેથી એવાં કામ કરવા મરતા સૂધી તેઓ રહેતા. પણ હાલ ઉપર કહેલાં કારખાનાંઓમાં લાખો માણસનો ખપ પડેછે તથા મજુરી પણ સારી મળેછે, તેથી એવી બંધનની મજુરી (ગોલા કે હાળીપણું) તેઓ કબૂલ કરતા નથી. અને જેઓએ કબૂલ કરેલી હોયછે તેઓ પણ પોતાના ધણીનાં આંગ ઉપર લીધેલાં નાણાં ભરી દઈ છૂટા થાયછે.

એવા કેટલાક મજુરો ગોલાપણું કરવાનું મૂકી દઈ પરગામ નાશી ગયાછે, અને ત્યાં ઉપલા જેવાં કારખાનાંમાં રહી ગુજારો કરેછે. તેમના ધણીઓ તેમને શોધી કાઢી બહુ તરેહથી સમજાવે છે અને લાલચ આપેછે, તોપણ તેઓ ફરીથી જતા નથી, અને તેમને અથવા તેમના ઘરડાઓને આંગ ઉપર આપેલા રૂપિઆ પાછા માગેછે તો આપીશું આપીશું કહી વાયદા કરેછે, તથા ઘણાએક આપી પણ દેછે.

બીજા પ્રકારના મજુરો.—એમને કેટલાક જીલ્લામાં દાઢીઆં પણ કહેછે. દાઢીઆં એટલે રોજ કામ કરી તેની જે રોજી થાય તે તેજ દહાડે ચૂકવી લેનાર મજુર. એવા મજુરોને દરરોજ બે આનાથી આઠ આના સૂધી રોજી મળેછે. એમને મજુરી બહુ કરવી પડેછે, પણ રોજનો અભ્યાસ પડેલો એટલે કાંઈ લાગતું હોય તેમ દેખાતું નથી. કેટલેક ઠેકાણે એવા મજુરો થાક ન લાગે માટે અફીણ ખાયછે અને કેટલાક દારૂ તાડી વગેરે માદક પદાર્થો પીએછે. એવા મજુરોને બારેમાસ કામ મળેછે. ચોમાસામાં ખરીફની ખેતીના કામની; શીઆળામાં કાપવાની, લણવાની,

કપાસ વીણવાની, શેલડી વગેરેમાં નીંદવાની તથા કાલાં ફોલવા વગેરે કામની; અને ઉન્હાળામાં ચરખા ફેરવવાની, શેલડાના કોલમાં કામ કરવાની, આંબા, મહુડા, રાયણ વગેરેનાં ફળ વીણવાની, તથા રખાની (ચોકીઆતની) અને રવીનો પાક ભેગો કરવાની મજુરી મળેછે. ઉન્હાળાના પાછલા એક બે માસમાં તેમને મજુરી મળવી જરા કઠણ પડેછે, પણ તે વખતે ‡કૂવા, તળાવ, ઘર, વગેરે બાંધવાનું તથા ખેતરોમાં ખાતર નાંખવાનું કામ ચાલેછે તેમાં મજુરી મળેછે, એટલે તેમનો નિભાવ થાયછે. જ્યારે કાંઈ પણ મજુરી એમને નથી મળતી ત્યારે તેઓ નાની મોટી ચોરીઓ કરીને ગુજરાન ચલાવેછે.

એવા મજુરો ઉત્પન્નભુક્તા એટલે જેટલું પેદા કરે તેટલું ખાઈ જનારા છે, તેથી તેમની પાસે નાણાંનો સંગ્રહ થવાની આશા થોડી રહેછે. પણ એજ જાતના મજુરો હાલ રેલવેમાં, સ્પિનિંગોમાં, વખારોમાં અને બીજાં કારખાનાંઓમાં મજુરી કરે છે. તેઓ પૈસા સંગ્રહ કરી શકેછે. તેઓમાં જે મુકરદમ (મુકાદમ) હોયછે તેતો સારા પૈસાદાર થાયછે. એ મુકરદમનું કામ એ કે મજુરો મેળવી આપવાં, અને તેમના ઉપરી દાખલ રહી કામ કરાવવું. એ કામમાં તેઓને જેમ જોખમ છે તેમ પેદાશ પણ છે. મુંબાઇમાં સર્વે કામપર મુકરદમો છે. વહાણપર માલ ચઢાવનાર ઉતારનાર મજુરોના મુકરદમ; વખારોમાં માલ ભરનારના મુકરદમ; બંદરમાં

‡ કૂવા ખોદીને પાણી લાવવાનું કામ વૈશાખ મહિના પહેલાં કરેછે, કારણકે વૈશાખ જેઠમાં આણેલું પાણી પાછળથી ઓછું થઈ જાયછે. પણ પહેલેથી ખોદી તથા ગાળી મૂકીને એ વખતે ચણાવવા વગેરેનું કામ કરેછે.

માંડવીમાંથી માલ પસાર કરનારાના મુકરદમ; હોડીઓના મુકરદમ; રૂનાં ઘોકડાં લઈજનાર લાવનારના મુકરદમ; ગાંસડીઓ દાબનારાના મુકરદમ; ઉન સાફ કરનારાના મુકરદમ; કડીઆ કામ કરનાર મજુરોના મુકરદમ; રસ્તાપર કાંકરા નાંખનારાના મુકરદમ; વગેરે ઘણી તરેહનાં કામ કરનારા મજુરોના મુકરદમો છે. જ્યાં ટોળીબંધ મજુરો કામ કરનારા હોય ત્યાં તેમના ઉપરી મુકરદમો પણ હોયછે. કેટલાંક કારખાનાંના મુકરદમ પહેલાં પોતાની ગાંઠના પૈસા મજુરોને આપેછે, અને પછી કારખાનાંમાંથી તે પૈસા ચૂકાવી લેછે. એવા મુકરદમો મુંબાઇમાં લાખો રૂપિઆની આશામીઓ છે. પ્રથમ મુકરદમોના કામમાં પૈસાદાર થઈ પછી વેપારમાં લાગેલા એવા ભાટીઆની સંખ્યા ત્યાં ૨૦૦૦ હશે. ત્યાંના હાલમાં પૈસાદાર થયેલા ઘણા ભાટીઆ મુકરદમીના કામમાં કમાએલા છે. મુંબાઇમાં દાણાની મજુરી (વહીતરૂં) કરનારા મુકરદમો ઘણાખરા લુવાણા ને ઓસવાલ વાણીઆ છે, તે પણ પૈસાદાર થઈ દાણાના વેપારી થઈ પડયા છે.

પણ મુંબાઇ સિવાયના બહાર ગામ ખાતેના મજુરો પૈસાદાર થયા નથી. તેઓને પૈસા સંગ્રહ કરવાની જરૂર તો બહુ છે, કેમકે મંદવાડથી અગર બીજા કાંઈ કારણસર થોડા દિવસ તેમનાથી મજુરીના કામપર ન જવાય, ત્યારે પાસે પૈસા હોય તો તેમને ખાવાનું મળે, નહિતો તેમની તથા તેમના કુટુંબ કબીલાની ભૂંડી દશા થાય.

પરંતુ એવા મજુરો એમ સંગ્રહ કરવાની દરકાર રાખતા નથી. તેઓને જ્યારે તંગી પડેછે ત્યારે એક રૂપિઆના કે એક મણ દાણાના બમણા, ત્રમણા કે ચોગણા રૂપિઆ કે દાણા આપવા કબૂલ કરી વેપારીને ત્યાંથી લાવે છે અને મજુરી મળે એટલે પાછા ભરી દે છે.

ગૂજરાતના ૪ જીલ્લાઓમાં ખેતી કરનારા તથા મજુરો મળી ૧૮ લાખ માણસની વસ્તી છે. તેમાં આશરે ૧ લાખ મજુર છે. એ સિવાયના બીજા ભાગના એવી વસ્તીનો આંકડો મળ્યો નથી. તોપણ એ સઘળામાં પૈસા સંગ્રહ કરી રાખેલા એવા ૨ હજારથી વધારે નહિ નીકળે. વળી બીજા કેટલાક દાતણ. છાણાં, વગેરે કાપોતથા વાણી લાવી તે વેચીને અગર ભીખ માગી પોતાનું ગૂજરાન ચલાવે છે, તેઓની પાસે પૈસો ભેગો થવાની આશા થોડી છે. કોળી મજુરો તંગીના વખતે ચોરીઓ કરે છે, અને કોઈ કોઈ વાર લોકોને તથા સરકારને બહુ મુશીબત પાડે છે.

એવા મજુરો તથા કારીગરોને માટે સરકારે ઉદ્યોગશાળાઓ કાઢવી જોઈએ. દરેક જીલ્લામાં એવી એક બે શાળાઓ થાય તો તેમાં તેઓ ઉદ્યોગે લાગીને ધંધા કરવામાં રોકાય, તેથી ચોરી વગેરે ખોટાં કામ કરે નહિ. એ યોજનામાં સરકારને ઘણો લાભ છે માટે તે અમલમાં આણવી જોઈએ.

---

# વિભાગ ૪ થો.

## संग्रह थयेलां नाणां राखवानी सेविंग बेंक.

### प्रकरण १ लुं.

### સંગ્રહ થયેલાં નાણાંનું શું કરવું ?

નીતિશાસ્ત્રમાં કહેલું છે કે પૈસા મેળવતાં દુઃખ, ખરચાય અગર જાય તો દુઃખ, અને રાખતાં અથવા સાચવતાં પણ દુઃખ; મતલબ કે પૈસા કમાવા, અને સાચવી રાખી સંગ્રહ કરવા એ કામ ઘણું ભારે છે. આ દુનિ-

આમાં માણસે મહેનત કર્યા સિવાય તેને જોઇતી વસ્તુ મળે નહિ એવો ઈશ્વરી નિયમ જણાય છે, માટે ઉદ્યમ કરવો એ માણસનું મુખ્ય આવશ્યક કર્મ છે. અને વૈભવાદિ સુખ પ્રાપ્તિને માટે ધનની જરૂર છે, માટે તે મેળવવું અને બને તેટલો તેનો સંગ્રહ કરવો.

પહેલા વિભાગમાં કહ્યું છે કે ધન સંગ્રહ કરવાની જરૂર છે. પણ તે રાખવું ક્યાં? ઇતિહાસમાં લખ્યું છે કે અસલના વખતમાં લોકોને ચોરાદિનો ભય નહતો અને ઉઘાડે બારણે તેઓ સૂઈ રહેતા. પણ હાલ તેવું નથી. ઘણા નિરૂદ્યમી માણસો અને રખડતા ભિખારીઓ ચોરી કરવાની ધાનત રાખનારા થવાથી લાગ પડતાં જે હાથમાં આવે તે ઊઠાવી જાય છે, તેથી કોઇ પણ ચીજ સૂની રખાતી નથી. આથી કરીને સંગ્રહ થયેલું નાણું દાટી મૂકવું, અગર આબરૂદાર નાણાવટીની પેઢીમાં રાખવું એજ ઉપાય રહ્યા. પીંઢારા વગેરે જૂલમી લૂટારાઓ તથા માજી રાજ્યના વખતના કેટલાક દયાહિન અમલદારો અને ઈજારદારો ધોળે દિવસે લોકોને રિબાવી રિબાવીને તેમની પાસેથી પૈસા કઢાવતા, તેથી સંગ્રહ કરેલા પૈસા દાટી રાખી લોકોને ગામ છોડી સલામત જગાએ નાશી જવું પડતું.

પણ હવે એવા જૂલમગારોનો ભય રહ્યો નથી. દયાળુ અંગ્રેજ સરકારના રાજ્યમાં એવા પાપીઓ હતા નહોતા જેવા થઈ ગયા છે. માટે હવે પૈસા દાટી મૂકવાની જરૂર રહી નથી. ગુપ્ત રીતે દાટેલા પૈસા ઘણુંકરીને ચોરાતા નથી પણ એથી બીજા કેટલાક મોટા અલાભ થાય છે. જે જગાએ પૈસા દાટ્યા હોય તે જગા ભૂલી જવાય તો તે અકારથ જાય છે; બીજું દાટેલા પૈસા વિષે ઘણુંકરી કોઇને જાણ કરવાનો ચાલ નથી, તેથી કોઈ સમે દેશ પરદેશ અ-

ગર અચાનક મૃત્યુ થાય તો તે પૈસા વિષે બીજાને ખબર નહિ હોવાથી તે જ્યાંના ત્યાં રહી જાય છે. અને કેટલેક કાળે તેમાં જમીનમાંથી બીજી ધાતુ મળી તે હીણી ધાતુ થઈ જાય છે. તેમજ એવા પૈસા ફરતા નહિ રહેવાથી વ્યાજનું નુકસાન થવા સાથે લોકોને વેપારમાં તાણ પડવાનું કારણ થાય છે. પણ ફરતા રહ્યા હોય તો વ્યાજ વધે છે, અને વેપારી લોકો તે ઉપયોગમાં લાવી ધંધો રોજગાર ધમધોકાર ચલાવી દોઢા બમણા કરી શકે છે. માટે આવા નિર્ભય સમયમાં પૈસા દાટી મૂકવા કાંઈ કામના નથી.

ત્યારે શું કરવું ? દર વર્ષે થોડા ઘણા પેઢીવાળા દેવાળાં કાઢે છે તેથી લોકોને તેમનો ઝાઝો વિશ્વાસ રહેતો નથી, અને જે ખરી સદ્ધર પેઢી ગણાતી હોય ત્યાં ગરીબ માણસો જુજ રકમ મૂકવા જાય તે રાખતા નથી, અને કદાપિ રાખે તો વ્યાજ છેક થોડું આપે છે. માટે એવા માણસો સારૂ સરકારે દરેક જીલ્લામાં અને દરેક કોઠીના જગામાં જ્યાં સાહેબ લોકોનું ઉપરીપણું છે ત્યાં પેઢીઓ કાઢેલી છે, તેમાં સંગ્રહ થયેલાં નાણાં મૂકવાં એ સલામતી ભરેલું અને લાભકારક છે.

## પ્રકરણ ૨ બીજું.

### સેવિંગ બેંકના ધારા.

ઉપલા પ્રકરણમાં કહી તેવી સરકારી પેઢીને સેવિંગબેંક (સંગ્રહની પેઢી) કહે છે. એમાં સર્વે લોકોને નાણાં મેલવાની છૂટ છે, તથા એક માણસના ખાતે રૂ. ૧)થી ૩૫૦૦ રૂપિઆ સૂધી ત્યાં રાખે છે, અને જ્યારે જોઈએ ત્યારે આપે છે, પણ રોજ મૂકે ને તે પછી વળી થોડા દહાડામાં ઉપાડી લે એવો ધારો નથી. એમાં દર સેંકડે દર વરસે રૂ. ૩॥

વ્યાજ મળેછે. એકજ ખાતે દર વરસે રૂપિઆ ૫૦૦) થી વધારે મૂકવાની છૂટ નથી. બઇરાંને તથા છોકરાંને નામે મૂકવાના રૂપિઆ પણ ત્યાં રાખેછે. જે બાઈ પોતાને નામે મૂકેલા રૂપિઆ અથવા તેનું વ્યાજ લેવાને બેંકમાં જવાને નાખુશી હોય, તેને પોતાની તરફના મુખત્યારને એક આનાના કાગળપર મુખત્યારનામું લખી આપેથી જોઈતાં નાણાં મળી શકેછે. એવા મુખત્યારનામા ઉપર બે સારા માણસની સાક્ષી જોઈએ.

છોકરાને નામ નાણાં મૂકવામાં આવ્યાં હોય તો તે જ્યારે ઉમ્મરે પહોંચે ત્યારે તેને મળે છે. વચમાં તેને જોઈતાં હોયતો તેની તરફના વાલીને મુખત્યારનામા સાથે ઇન્ડેમનીટીબોંડ એટલે જોખમમાંથી મુક્ત થવાનું લખત કરી આપવું પડે છે ત્યારેજ મળે છે. એ લખતનું ખર્ચ સેંકડે રૂ. ૧॥ થાય છે. તેમજ કોઈ માણસ બેંકમાં નાણાં મૂકી ગુજરી ગયો હોય તેનાં નાણાં તેના વારસને ઉપર મુજબ ઇન્ડેમનીટી બોંડથી રૂ ૧૦૦૦) સૂધી મળે છે. તે ઉપરાંત હોય તો તેની સઘળી મીલકતનું સરકારમાંથી જે સર્ટિફિકેટ લે તેનેજ મળેછે, નહિતો મળવાં કઠણ પડેછે. એવાં (વારસાનાં) સર્ટિફિકેટ મેળવવાનો બહુ ખર્ચ થાય છે એટલુંનહિ, પણ બહુ અથડામણ પડેછે તથા બીજી પણ કેટલીક વિપત્તિ વેઠવી પડેછે. કોઈ વખત પાંચ પચાસ રૂપિઆ માટે એટલી બધી મહેનત તથા ખર્ચ થાયછે કે તે કરવાનું પડતું મૂકી બેંકમાં રહેલા રૂપિઆ જતા કરવા પડે છે. મુખત્યારનામા ઉપર ગામના, તાલુકાના, અને જીલ્લાના અમલદારની સહીઓની જરૂર પડે છે, તેથી તેઓ ફરતા હોય ત્યારે તેમની સ્વારીની જગા શોધી કાઢી તેમની સહીઓ મેળવવાને ઘણું અથડાવું પડેછે. એવા એવા કાયદાથી લોકોને ઘણી

વાર કંટાળવું પડે છે. વળી નાણાં ઉપાડતી વખતે જેના નામે નાણાં મૂકયાં હોય તેણે જાતે કચેરીમાં જવું જોઇએ, અને જે ચોપડીમાં તે નાણાં જમાં કરી આપ્યાં હોય તે ચોપડી (પાસબુક) સાથે રાખવી જોઈએ. એ ચોપડી ખોવાઈ જાય તો રૂ. ૧ દંડનો આપે તોજ બીજી ચોપડી મળે. વળી વરસો વરસ વ્યાજ કાઢવાને માટે ચોપડી મુંબાઈ મોકલવી પડે છે. ત્યાંથી વ્યાજ કઢાઈ પાછી આવતાં ૩-૪ મહિના થાય છે, તે મુદ્દતમાં નાણાં ભરવાં હોય તો ભરાય પણ ઉપાડવાં હોય તો ચોપડીની ગેરહાજરીને લીધે મળતાં નથી, તેથી લોકોને ગરજ વખત નાણાં ન મળવાથી કામને બહુ હરકત પડે છે. કેટલાંક વરસ સૂધી નાણાંતું વ્યાજ ન કઢાવે તો, અગર જેના નામે નાણાં મૂકયાં હોય તેનો પત્તો લાગે નહિ તો તે નાણાં સરકારમાં પચી જાય છે. તેમજ જેને ખાતે વ્યાજ સુદ્ધાં રૂ. ૩૫૦૦)ની ઉપરાંત રકમ થઈ જાય તેનું ખાતું બંધ કરી દઈ તે નાણાંની સરકારી ૪ અગર ૪॥ ટકાની વ્યાજુકી (પ્રોમીસરી) નોટ બૅંકના અમલદારો મૂકનારને નામે લઈ પોતાની પાસે રાખે છે. પરચૂણ છૂટા પૈસા તથા રૂ. ૧ થી ઓછી રકમ સેવિંગ બૅંકમાં લેતા નથી. ગયા વરસ સૂધી એવો ધારો હતો કે જે મહિનામાં નાણું મૂકયું હોય તે મહિનાનું વ્યાજ આપવું નહિ. પણ હાલના નવા ધારાથી તા. ૪ થી સૂધીમાં મૂકેલાં નાણાંનું તે માસનું વ્યાજ મળે છે. ત્યાર પછી મૂકવામાં આવે તો મળતું નથી.

હાલમાં સરકારે જીલ્લાની મોટી પોસ્ટઆફિસોમાં તથા તાલુકા પોસ્ટઆફિસોમાં સેવિંગ બૅંકનું ખાતું કાઢયું છે. તેમાં ઉપર કહ્યા કરતાં વધારે સુગમતા કરી છે. જીલ્લાની ત્રિજોરીની સેવિંગબૅંકમાં મૂકવાના ધારા સિવાય નીચેનો વિશેષ છે.

એક મહિનામાં ગમે તે †અઠવાડીઆમાં નાણાં મૂકાય અગર લેવાય. ચાર આના અગર તેની ઉપરની રકમ મૂકાય લેવાય. બાઇડી છોકરાંને નામે ખાતાં પડાવી તેમાં નાણાં મૂકાય અને લેવાય પણ ખરાં. એવી રીતે સંક્ષેપે ધારા છે. એવાં નાણાં ઉપાડતાં રીત પ્રમાણે માત્ર મુખત્યારનામું જોઇએ.

એવી રીતના હાલની સેવિંગ બેંકના ધારા છે, તેમાં કેટલાક તો બહુ સારા છે. પણ નીચે લખેલા હરકતકર્ત્તા છે, તે ટાળી આગળના પ્રકરણમાં સૂચવ્યા પ્રમાણે કરવા અમારી વિનતિપૂર્વક માગણી છે.

## પ્રકરણ ૨ જું.

### સેવિંગ બેંકના ધારા કેવા જોઈએ.

ખેડુત, કારીગરો અને મજુર લોકો મહેનતુ માણસો છે. તેમને એક દહાડો નકામો જાય તો એક વરસ જાય તેવું થઈ પડેછે. માટે એ બેંકનો શાખા દરેક તાલુકામાં અને ગામમાં રાખવી કે તેથી એવા ધંધાર્થી લોકોને આઘેસૂધી (જીલ્લાના મુખ્ય શહેરની કચેરીમાં) નાણાં મૂકવા લેવા જવાની જરૂર ન પડે. હિસાબની ચોપડી (પાસબુક) અંગ્રેજી ભાષામાં લખેલી આપવામાં આવેછે, તે દેશી ભાષામાં લખેલી મળે, અને રાજ્યના ગમે તે ભાગમાં જ્યાં જોઇએ ત્યાં એ ચોપડીમાં જમાં કરેલાં નાણાં મળે એવો ધારો થવો જોઇએ. દરેક ગામના તલાટીને એવી રીતે સેવિંગ બેંકના પૈસા લેવા દેવાનો અખત્યાર આપવો, કે લોકોને તે મૂકવા ઉપાડવાની હરકત પડે નહિ. વ્યાજ હાલમાં સેંકડે ૩ાા ટકા પ્રમાણે આપવામાં આવેછે તેમાં જુજ વધારો કરીને સેંકડે ૪ાા ટકાનું કરવું જોઈએ.

† અઠવાડીઉં સોમવારથી રવિવાર સૂધી.

વળી વ્યાજ હાલ દરવરસે આપવામાં આવેછે, તે ધારો ફેરવીને સરકારી લોન (પ્રોમીસરી નોટ) પ્રમાણે દર છ છ મહિને આપવાનો કરવો, કે જેથી ગરીબ લોકોને સારી સુગમતા થાય. તેમજ વ્યાજ કાઢતાં બે ત્રણ માસ ગાળી નાખવામાં આવેછે તેથી લેવડ દેવડને હરકત થાયછે; કારણ કે વ્યાજ કાઢવા મોકલેલી ચોપડી પાછી આવ્યા સિવાય, અને ખપ વખતે નાણાં મળતાં નથી, તેથી લોકોને અધીરાઇ ઉત્પન્ન થવાનો ભય છે. માટે તેમ ન થવા દેવાને, ચોપડી હોય અગર ન હોય તોપણ મૂકનારની પહોંચ લેઈ ખાતામાં જોઈ નાણાં આપવાનો ધારો કરવો જોઇએ. એ બાબતનો હિસાબ રાખનારે એટલું ધ્યાનમાં રાખવું કે દરેક ખાતામાં જેટલા પૈસા જમાં હોય તેથી વધારે ઉપાડ થાય નહિ. કોઈ નાણાં વ્યાજે મૂકનાર મરણ પામે, તો તેના મરણનું તથા વારસાનું સર્ટિફિકેટ વગેરે મેળવતાં, તથા મુખત્યારનામું અને ઈન્ડેમનીટી બોંડ વગેરે રજુ કરતાં જે ખર્ચ તથા કડાકૂટ લોકોને પડે છે તેમાંથી તેમને મુક્ત કરી એવો ધારો કરવો, કે ગામનો મુખી પટેલ અને તલાટી મુખત્યારનામા પર તથા બીજા જરૂરના કાગળો પર પોતાની સહીઓ અને ખાત્રીનો શેરો કરી આપે એટલે મરનારે મૂકેલાં નાણાં તેના વારસને મળતાં હરકત ન થાય. હિસાબની ચોપડી (પાસબુક) ખોવાઈ ગઈ હોય તો બીજી આપતાં રૂ૧) દંડનો લેવામાં આવેછે તે ન લેવો, પણ મફત આપવી. વળી જરૂર પ્રસંગે એ ચોપડી સરકારમાં લઈ જાય તો તેની પહોંચ આપવી, કે તે ખોવાય અગર બીજું કાંઈ નુકશાન થાય તો જેની ચોપડી હોય તેનાં નાણાંને કાંઈ હરકત થાય નહિ.

ગમે તેટલાં અને ગમે તે (પરચૂરણ પુરદો, રોકડા રૂપિઆ, ચલણી નોટો વગેરે) પણ સરકારી શિક્કાનાં નાણાં

મૂકવામાં આવે, તો તેટલાં અને તે નાણું લેવાં અને જમાં કરવાં. નાણાંનું વ્યાજ જે દહાડે તે મૂકવામાં આવે તે દહાડેથી આપવાને રિવાજ રાખવો, કે જેથી શાહુકારને ત્યાં મૂકતાં વ્યાજ ખાધ પડતી નથી તેજ પ્રમાણે સેવિંગબેંકમાં વ્યાજ ખાધ પડે નહિ અને લોકોને સરકારની આંટની ખાત્રી થાય.

---

## प्रकरण ४ थुं.

( પૂરવણી પ્રકરણ. )

## નાણું ધીરનારી પેઢીની અગત્ય, તથા તે પેઢીના ધારા કેવા જોઈએ તે વિષે.

આતો સંગ્રહ થયેલાં નાણું રાખવાની સેવિંગ બેંક વાસ્તે કહેવાયું. પણ ખેડુતોને તથા કારીગરોને પ્રથમ નાણાંની જરૂર પડે તે ક્યાંથી કાઢવાં? તે બાબત આ નિબંધના વિષય તથા સરતની બહાર છે, તેથી તેનું વિવેચન અત્રે કરવાની જરૂર નથી; તોપણ એ વિષે આ નિબંધના બીજા વિભાગમાં કહ્યું છે તે પ્રમાણે સરકાર પોતે બેંક કાઢે એમ સંભવતું નથી; કેમકે પોતે શાહુકાર દાખલ ફરીઆદી થવું પડે અને પોતેજ સરકાર દાખલ ન્યાય કરવો પડે, તે બીજા લોકોમાં તથા રૈયતમાં અજુગતું દેખાય. માટે ખરો રસ્તો એ છે કે કંપનીઓને સરકારે બાંહેધરી આપી, તેમની પાસે એવી (ધીરનારી) બેંકો કઢાવવી. કોઈ પૂછશે કે ખેડુતોને ધીરેલાં નાણાં સરકારના હફ્તા વખતે તેના ભેગાં વસૂલ કરી કંપનીને આપવાની ગોઠવણ થઈ શકે, પણ કારીગરો પાસેથી વસૂલ લેવાની શી રીતે બાંહેધરી અપાય? તેનો ઉપાય એ કે એવો કાયદો થવો જોઇએ કે જેની પાસે કંપનીનું લેણું હોય તેના ઉપર કંપનીને સરકારમાં

ફરીઆદ કરવી પડે, તો તે ફરીઆદનો ફેંસલો, દાખલ થયેલા દાવાના નંબરનો અનુક્રમ ન રાખતાં જલદી કરવો, અને હુકમનામું બજાવવાની દરખાસ્ત મળતાં તુરત તે બજાવવું. વળી તેની માલ મિલ્કત વગેરેમાંથી કંપનીનાં પૂરેપૂરાં નાણું વસૂલ થાય ત્યાંસૂધી બીજા કોઈ લેણદારનાં નાણાં વસૂલ થવા ન દેવાં. એવો કાયદો થાય, તો કારીગર તથા મજુરો પાસેનાં નાણાં વસૂલ થવાની બાંહેધરીની સરત થઈ એમ સમજવું. એવી કંપની સરકારે ઠરાવેલી તેરીખથી વધારે વ્યાજ લેઈ શકે નહિ, તો તેનાં નાણાં વસૂલ કરવાને એવો કાયદો કરવો એ અન્યાય ન કહેવાય. એ ઉપાયથી સરકારને પણ ઘણો લાભ છે. ગયાં બે ચાર વરસોમાં દક્ષિણમાં જેવી લૂટ ચાલી હતી તેવી લૂટ ન ચાલે, સરકારને વધુ પોલીસ રાખવાનો ખર્ચ કરવો ન પડે, અને રૈયત સુખી તથા આબાદ થાય. (રાજ્યની આબાદીનો મુખ્ય આધાર રૈયતની આબાદી ઉપર છે માટે રૈયતની આબાદી જેથી જળવાય એવા કાયદા કરવામાં સરકારને ખરેખરો લાભ છે.) વળી માણુસ તથા પૈસાની તંગીને લીધે સરકારી જમીન પડતર રહે છે તે એ પ્રમાણે નાણાં ધીરવાથી નહિ રહે, તેથી મહેસૂલમાં પણ સારો વધારો થશે. રૈયત આબાદ હશે તો તે પોતાનાં છોકરાંને કેળવણી આપશે, એટલે તેઓ પોતાના ધંધામાં વધારે સારૂં જ્ઞાન મેળવશે અને સુધારો કરશે, તેથી દેશની આબાદી થશે અને વેપાર ધંધો વધશે. એવી રીતે નાણાં ધીરનારી બેંકો કઢાવવાથી સરકારને તથા રૈયતને બહુ લાભ છે. એવી બેંક સ્થાપવા વિષે સર વેડરબરન બારોનેટ સાહેબ જે પૂણા જીલ્લાના જજ્જ સાહેબ છે તેમણે સરકારમાં બહુ લખ્યુંછે અને તે વિષે એક ચોપાનિયું અંગ્રેજીમાં છપાયુંછે, તે ઉપર

હવે સરકાર વિચાર કરવામાં પડીછે. તેનું છેવટ ઉપરની સૂ-
ચના પ્રમાણે આવે તો રૈયતને બહુ ગુણ થાય.

**उत्तम खेती, मध्यम वेपार,**
**कनिष्ट चाकरी, नीदान भीख.**



## गू. व. सोसाइटीनी ओफिसमां बीजा माणसोए वेचवा मुकेलां पुस्तकोनी यादी.

નીચે લખેલાં પુસ્તકોનું ટપાલખર્ચ કે કમિશન કાંઈ પણ આપવામાં આવશે નહિ. બાકીના નિયમ સોસાઈટીનાં પુસ્તકો પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧. અર્થ શાસ્ત્ર... ... ... ... | ૧—૦—૦ | ૦—૩—૦ |
| ૨. આર્યોત્કર્ષ તથા વિક્રમોદય નાટક. | ૦—૯—૦ | ૦—૧—૦ |
| ૩. પારસી પ્રકાશ ભાગ ૧થી ૫ સૂધી, દરેક ભાગનો... ... ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૪. કમળાકુમારી (વાર્તા) ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૫. ભાનુમતિ.... ... ... ... .... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૬. ઉત્તરરામચરિત નાટક ... ... | ૧—૮—૦ | ૦—૩—૦ |
| ૭. કાન્તા. (નાટક) ... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૦ |
| ૮. માલતી માધવ નાટક ... ... ... | ૨—૮—૦ | ૦—૨—૬ |
| ૯. પ્રતાપ નાટક. ... ... ... ... | ૧—૮—૦ | ૦—૩—૦ |
| ૧૦. સુખ સાધક ... ... ... ...... | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૧૧. ભડળી વાક્ય ... ... ... ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૨. સંપ વિજય.... ... ... ...... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૩. ખાંડ બનાવવા વિશે નિબંધ. ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૪. ખેડાવાળ દોષ દર્શક... ... ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૫. સ્વપરાક્રમ. ... ... ... ...... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૬. દ્રવ્ય તથા રૂપાના મૂલ્યની ન્યૂનતા વિષે ભાષણો ... ... ... ... | ૩—૦—૦ | ૦—૩—૬ |
| ૧૭. પ્રેમરાય નાટક. ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૮. રાસમાળા ભાગ ૧લો તથા ૨જો, દરેક ભાગના ... ... ... ... | ૭—૮—૦ | ૦—૫—૦ |

| | | |
|---|---|---|
| ૧૯. દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંહેનો રાજનીતિસાર. ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૨૦. કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર- | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૨૧. ફારબસ જીવન ચરિત્ર... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૨૨. અસ્તોદય-નળદમયંતિ. ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૨૩. સુજ્ઞગોકુળજી ઝાલા અને વેદાંત. | ૧—૦—૦ | ૦—૩—૦ |
| ૨૪. કોષ્ટકાવળી ... ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૨૫. બ્રહ્મ આરાધના... ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૨૬. વિવેક વિલાસ... ... ...... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૨૭. કાવ્યકલાપ સંસ્કૃત... ... ...... | ૧—૦—૦ | ૦—૧—૦ |
| ૨૮. વ્યભિચાર નિષેધ બાવની... ... | ૦-૫—૦ | ૦—૧—૦ |
| ૨૯. માલવિકાગ્નિમિત્રનાટક ... ... | ૧—૪—૦ | ૦—૧—૬ |
| ૩૦. વિક્રમોર્વશી ત્રોટક ... ... ...... | ૧—૮—૦ | ૦—૧—૬ |
| ૩૧. નળદમયંતિ નાટક... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૩૨. લઘુ સિદ્ધાંત કૌમુદી ગૂજરાતી ટીકા સાથે.... ... ...... ... | ૫—૦—૦ | ૦—૫—૦ |
| ૩૩. હરિશ્ચંદ્ર નાટક... ... ... ... | ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૩૪. „ સાર... ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૩૫. લલીતા દુઃખદર્શક નાટક... ...... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૩૬. સંગીત લલીતા દુઃખદર્શક નાટક. | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૩૭. પ્રેમરાય ને ચારૂમતિ- (નાટક)... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૩૮. મદાલસા અને ૠતુધ્વજ. (નાટક) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૩૯. બર્થોલ્ડ... ... ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૪૦. બાણાસુર મદમર્દન ( ઓખાહરણ નાટક )... ... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૪૧. પંચદશી ૧૫ પ્રકરણ પૂરાં, હિંદુસ્તાની ટીકા સાથે... ... ... | ૯—૦—૦ | ૦—૧૨—૦ |

| | | |
|---|---|---|
| ૪૨. પંચદશી મૂળમાત્ર સંસ્કૃત ... | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૪૩. ઈશાદ્યષ્ટોપનિષદ્ ... ... ... | ૬—૦—૦ | ૦—૬—૦ |
| ૪૪. સુંદર વિલાસ, જ્ઞાનસમુદ્ર, અને સું-દરકાવ્ય... ... ... ... ...... | ૨—૦—૦ | ૦—૩—૦ |
| ૪૫. યોગવાશીષ્ટ, બે પ્રકરણ,... ... | ૦—૧૪—૦ | ૦—૨—૦ |
| ૪૬. શ્રી વિચારચંદ્રોદય... ... ... | ૦—૧૦—૦ | ૦—૨—૦ |
| ૪૭. ૧૦૦૦ વરસનું પંચાંગ... ... | ૦—૪—૦ | ૦—૭—૦ |
| ૪૮. શ્રીસટીકબાળબોધ વેદાંતી ... | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૪૯. રસીક રૂપકાવ્ય ભાગ ૨જો... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૫૦. વનિતા વિયોગ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૫૧. દરજીનો અરજી... ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૫૨. વેદાંત સાર સંગ્રહ અને તત્વબોધ. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૫૩. દલપતકાવ્ય ... ... ... ... ... | ૬—૦—૦ | ૦—૮—૦ |
| ૫૪. શ્રવણાખ્યાન ( હિંદુસ્તાની)... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૫૫. વેન ચરિત્ર.... ... ... ... ... | ૧—૦—૦ | ૦—૧૦૬ |
| ૫૬. અદ્વૈત બોધ શતક... ... ... ... | ૦-૩-૦ | ૦—૦—૬ |
| ૫૭. અશૌચ નિર્ણય... ... ......... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૫૮. પ્રાકૃત એકાદશી મહાત્મ... ...... | ૧-૦—૦ | ૦—૨—૦ |
| ૫૯. સપ્તશતિ ભાષાન્તર ... ... ... | ૦-૧૨-૦ | ૦—૧—૦ |
| ૬૦. ઇંગ્લાંડની મુસાફરી (રા. સા. મહીપતરામ કૃત)... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૬૧. પાર્વતીકુંવર આખ્યાન... ...... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૬૨. વનરાજ ચાવડો.... ... ... ... | ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૬૩. સાસુ વહુની લડાઇ.... ... ...... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૬૪. દુરગારામ ચરિત્ર, પાકા પુંઠાનું... | ૦—૧૨—૦ | ૦-૧—૬ |
| ૬૫. ” ” કાચા પુંઠાનું.... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૬૬. ભવાઇસંગ્રહ પુસ્તક ૧ લું... ... | ૧—૧૨—૦ | ૦—૩—૦ |

૬૭. સધરાજેસંગ ... ... ... ... ૧-૪-૦ ૦-૧-૬

૬૮. ટુંકી કહાણીઓ ભા. ૧ લો તથા
૨ જો, દરેકના... .... ... ...૦-૮-૦ ૦-૧-૦

૬૯. ઈશ્વરપ્રાર્થના માળા. ... ... ... ૧-૦-૦ ૦-૨-૦

૭૦. લીલાવતીની કથા પાકા પુઠાની. ૦-૧૨-૦ ૦-૧-૬

૭૧. જાદુકપટ પ્રકાશ પુસ્તક ૧લું. ...૨-૮-૦ ૦-૩-૦

૭૨. ,, ,, પુસ્તક ૨જું ... ૩-૦-૦ ૦-૩-૦

૭૩. ,, ,, પુસ્તક ૩ જું. ... ૨-૦-૦ ૦-૩-૦

૭૪. પહેલી ચોપડી ( વેદધર્મ સભાની )
ચિત્રો સાથે... ... ... ... ... ૦-૧-૦ ૦-૦-૬

૭૫. દેશીકારીગરીને ઉત્તેજન ભાગ ૧લો ૦-૪-૦ ૦-૧-૦

૭૬, વૈતાળ પચીશી... ... ... ... ૧-૦-૦ ૦-૧-૬

૭૭. ઉદીચ્ય પ્રકાશ ... ... ... ... ૧-૦-૦ ૦-૨-૬

૭૮. ચાવડા ચરિત્ર ... ... ... ...૦-૧૦-૦ ૦-૧-૦

૭૯. આર્યદુઃખદર્શક ... ... ... ... ૦-૪-૦ ૦-૦-૬

૮૦. શ્રી ગવરીબાઇનું ચરિત્ર ... ... ૦-૪-૦ ૦-૧-૦

૮૧. પ્રિયાપ્રેમદર્શક ... ... ... ...૦-૮-૦ ૦-૧-૦

૮૨. નૃસિંહનાટક... ... ... ... ... ૧-૦-૦ ૦-૧-૦

૮૩. મનોરંજક વાર્તા તથા ટુચકા સંગ્રહ૦-૮-૦ ૦-૧-૦

૮૪. સંયોગજન્યરોગ ... ... ... ...૧-૧૨-૦ ૦-૨-૬

૮૫. શીરસ્તેદાર... ... ... ... ... ૦-૬-૦ ૦-૧-૦

૮૬. રજા, આકિટંગ અલાવન્સ વગેરે-
નાધારા.... ... ... ... ......૦-૫-૦ ૦-૧-૦

૮૭. મનુસ્મૃતિ ( ગૂજરાતી) ... ... ૪-૮-૦ ૦-૪-૬

૮૮. અભિજ્ઞાન શકુંતલા નાટક ... ...૧-૮-૦ ૦-૩-૦

૮૯. યોગતત્વ. ... ... ... ... ... ૦-૧-૬ ૦-૦-૬

| | | | |
|---|---|---|---|
| ૯૦. | પુસ્તકમાળાનો સંગ્રહ ભાગ ૧લો (પુસ્તકમાળાના બીજા અંકો પણ અમારે ત્યાંથી મળશે.) | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૯૧. | સુબોધ ચિંતામણી ... ...... | ૦—૧૫—૦ | ૦—૧—૬ |
| ૯૨. | રાણકદેવી ... ... ... ... | ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૯૩. | કાવ્ય કૌસ્તુભ ... ... ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૯૪. | હુન્નરરત્નાકર... ... ...... ... | ૧—૧૪—૦ | ૦—૨—૦ |
| ૯૫. | માંગલિક ગીતાવળી ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૯૬. | સ્ત્રીમિત્ર... ... ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૭. | કાવ્યસુધા. ... ......... ... | ૧—૧૨—૦ | ૦—૨—૬ |
| ૯૮. | ગૂજરાતી ભાષાનું વ્યાકરણ(લા. અને હ. કૃત)... ... ... ... | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૯૯. | સર્વોપયોગી સૂચના દ્વીતિયખંડ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૦૦. | સ્ત્રીના નીતિધર્મ. ........... | ૦—૫—૦ | ૦—૧—૦ |

